# શ્રી પ્રકરણ રત્નસંગ્રહ

## ભાગ ૩ જો

શ્રી દેવાનંદસૂરિવિરચિત

## શ્રી સમયસાર પ્રકરણ મૂળ

ગુજરાતી અનુવાદ સાથે

શ્રી હેમસૂરિશિષ્ય શ્રીચંદ્રમુનિકૃત

## શ્રી લઘુપ્રવચનસારોદ્ધાર પ્રકરણ

મૂળ, સંસ્કૃત છાયા તથા ગુજરાતી અર્થયુક્ત
તથા અપ્રસિદ્ધ ત્રણ કુલકો-છાયા ને અર્થ સહિત

---

સર્વ અપૂર્વ વસ્તુને યથામતિ શુધારી-સુધરાવી
છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સંવત ૨૪૬૮ ] [ વિક્રમ સં. ૧૯૯૮

કિંમત [illegible] આના.

મુદ્રક—શાહ ગુલાબચંદ લલ્લુભાઈ શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ
દાણાપીઠ—ભાવનગર

# પ્રસ્તાવના

**આ** નાની સરખી બુકમાં બે અપૂર્વ વસ્તુઓ અને બીજી ચાર ઉપયોગી વસ્તુઓનો સમાવેશ કર્યો છે પરંતુ તેનું સાચું મૂલ્યાંકન તેના પઠન-પાઠનથી જ થઇ શકે તેમ છે. એના વાંચનાર વિચારનારને તેમાંથી ઘણો બોધ મળી શકે તેમ છે.

પ્રથમનું **સમયસાર** નામનું પ્રકરણ નવ તત્ત્વનો બોધ મેળવવા ઇચ્છનાર માટે બહુ જ ઉપયોગી છે. એમાં નવ તત્ત્વના સ્વરૂપના સાત અધ્યાય છે. તદુપરાત પાછળના ત્રણ અધ્યાયમાં જ્ઞાન, દર્શન, ચારિત્રનું અને વ્રતોની આરાધના તથા વિરાધનાના ફળનું સ્વરૂપ બતાવ્યું છે આ પ્રકરણ પ્રથમ અમને મૂળ માત્ર પ્રાપ્ત થયું હતું, તેનું ભાષાતર કર્યા બાદ તે પ્રકરણ સ્વોપજ્ઞ ટીકા સાથે છપાયેલ છે એમ જણાતા તે સભાની લાઇબ્રેરી-માથી જ લભ્ય થયું. તે શ્રી દેવાનંદસૂરિકૃત છે. ટીકા બહુ સુંદર અને સુવિસ્તૃત બનાવેલ છે. તે ટીકા પણ ભાષાતર સાથે પ્રગટ કરવા યોગ્ય છે. તેનું પ્રમાણ બે હજાર શ્લોકથી વધારે છે. પાછળ મૂળ ગ્રંથ પણ સંપૂર્ણ આપ્યો છે. પ્રવર્તક મહારાજશ્રી **કાંતિવિજયજી**ના વિદ્વાન્ શિષ્ય મુનિરાજશ્રી **ચતુરવિજયજી**-એ સંશોધન કરેલ છે અને શ્રી ભાવનગર આત્માનંદ જૈન સભાએ છપાવેલ છે તેમજ ભાષાન્તર સાથે આ ગ્રન્થના પ્રથમના સાત અધ્યાય અમદાવાદના સંઘવી શેઠ માણેકલાલભાઈ મનસુખભાઇએ નવતત્ત્વ સાહિત્ય સંગ્રહ નામની બુકમા છપાવેલ છે. તે બુકમાં જીવાદિ નવતત્ત્વો સંબંધી સંસ્કૃત-પ્રાકૃત-ગુજરાતી વિગેરે સાહિત્યનો સંગ્રહ કરેલ છે. જૈનવર્ગમાં એની પ્રસિદ્ધિ ઓછી છે, પરંતુ વિશેષ પ્રસિદ્ધિમાં લાવવા યોગ્ય છે.

આ ગ્રંથનું મૂળ અર્ધમાગધી ભાષામા ગદ્યબંધ છે. બીજા અનેક પ્રકરણોમાં મૂળ પદ્યબંધ હોય છે, પરન્તુ આમા તેમ નથી.

આ પ્રકરણની ટીકા તેના કર્તાએ સંસ્કૃત ભાષામાં જ બનાવીને બહુ ઉપકાર કર્યો છે

આ પ્રકરણમાં પુણ્ય ને પાપ તત્ત્વનો સમાવેશ બંધતત્ત્વમાં કરવાથી સાત તત્ત્વો કહ્યા છે, તેમાં પણ ક્રમમાં થોડો ફેર છે આમાં જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા ને મોક્ષ—એ પ્રમાણે ક્રમ રાખેલો છે ટીકાકારે તો આ સાતે તત્ત્વોનું સ્વરૂપ દર્શાવતા ઘણો વિસ્તાર કર્યો છે અમે આ મૂળ પ્રકરણના ભાષાન્તરમાં ટીકાને અનુસારે પચવીશ ક્રિયાનું વિવરણ, આઠ પ્રકારના કર્મોના બંધહેતુઓનું વિવરણ, સંવર તત્ત્વના ૫૭ ભેદોનું વિવરણ, બાર પ્રકારના તપનું વિવરણ અને મોક્ષ તત્ત્વમાં એક સમયે કેટલા સિદ્ધ થાય? તેને અંગે ૫૪ પ્રકાર વિગેરે અનેક બાબતો યોગ્ય વિસ્તાર સાથે રજૂ કરી છે

આ પ્રકરણના કર્તા તેના પ્રાંત ભાગની ગાથા અનુસાર શ્રી પદ્મપ્રભસૂરિના શિષ્ય શ્રી દેવાનંદસૂરિ છે તેમણે વિ સંવત ૧૪૬૯ માં આ પ્રકરણની રચના કરી છે તે મહાપુરુષ કયા ગચ્છના હતા? આ રચના કયા રહીને કરી? બીજી કોઈ તેમની કરેલી કૃતિ છે કે નહીં? વિગેરે કાંઈપણ હકીકત જાણવામાં આવેલી નથી તેથી અહીં દર્શાવી શકતા નથી

આ પ્રકરણની અનુક્રમણિકા વાંચવાથી એમાં શું શું સમાવેલું છે તે જાણી શકાશે આ પ્રકરણને અંગે કેટલીક સ્પષ્ટતા અમે અનુક્રમણિકાની પછી કરેલી છે તેમાં યોગ તેમજ કરણને અંગે પૃષ્ઠ ૪૪ ઉપર અર્થ લખવામાં થયેલી ભૂલનો સુધારો જણાવ્યો છે ત્યારપછી કેટલાક જાણવા યોગ્ય છૂટક બોલ પ્રસંગને અનુસરતા બતાવ્યા છે

આ બુકમાં બીજો ગ્રંથ કહો કે પ્રકરણ કહો તે લઘુપ્રવચનસારોદ્ધાર નામનું આપેલું છે આ નામ કેમ પડ્યું? તે

સમજી શકાતુ નથી, કારણ કે પ્રારંભમા કે પ્રાતભાગમાં એવો ઉલ્લેખ બીલકુલ જણાતો નથી. એ ગ્રંથ અથવા પ્રકરણ ૧૧૭ માગધી ગાથાપ્રમાણ છે. તેના કર્ત્તા શ્રી હેમસૂરિના શિષ્ય **શ્રીચંદ્રમુનિ** છે. આ પ્રકરણની તમામ ગાથાઓની છાયા સંસ્કૃત ભાષામાં આ. શ્રી **વિજયોદયસૂરિ** મહારાજે કરી આપવાની કૃપા કરી છે. ગ્રંથના પ્રારંભમા પ્રત્યાખ્યાનને અંગે કલ્પ્યાકલ્પ્ય વિચાર બતાવવાનું કર્ત્તાએ સ્વીકાર્યું છે અને તે પ્રમાણે બતાવવાનો પૂરતો પ્રયાસ પણ કર્યો છે. એમા કાળમાન બહુ વિસ્તારથી આપ્યું. છે તેને અંગે ગાથાઓ ૨૪ ( ૬૨ થી ૮૫ સુધીની ) આપેલી છે, આ પ્રકરણમાં બીજી શું શું બાબતો છે તે અનુક્રમણિકા વાંચવાથી જાણી શકાય તેમ છે. ઉપવાસના, આયંબિલના અને નીવીના ત્રણ ત્રણ પ્રકાર બતાવ્યા છે તે અપરિચિત અને જાણવા જેવા છે.

આ બે પ્રકરણો પૂર્ણ થયા પછી ચારે પ્રકારના આહારની વસ્તુઓના નામોનું પરિશિષ્ટ પહેલું અને અણાહારી વસ્તુઓના નામોનું પરિશિષ્ટ બીજું આપ્યું છે ત્યારપછી સચિત્ત તેમજ અચિત્તની સજ્ઝાયનો અને આયંબિલ સબંધી સજ્ઝાયનો ભાવાર્થ આપ્યો છે તે પણ ખાસ ઉપયોગી છે.

આ પ્રકરણનો અર્થ લખવાનુ કામ મારી શક્તિ ઉપરાંતનું છતાં પ્રથમ આચાર્ય શ્રી **વિજયનંદનસૂરિ**એ અને પછી સિદ્ધાંતવાચસ્પતિ ન્યાયવિશારદ આચાર્યશ્રી **વિજયોદયસૂરિજી**એ પૂરો પ્રયાસ કરી તેને સુધારી આપ્યો છે તેથી જ હું આ પ્રકરણને જૈનસમુદાય સમક્ષ રજૂ કરી શક્યો છુ. એ બંને આચાર્યપુંગવનો જેટલો આભાર માનું તેટલો અલ્પ છે.

ત્યારબાદ શ્રી પાટણથી ભોજક ગિરધર હેમચદે મોકલેલા ત્રણ અપ્રસિદ્ધ કુલકો સંસ્કૃત છાયા તથા ગુજરાતી ભાષાંતર સાથે આપ્યા

છે તેની છાયા લખી આપવામા તેમજ ગુજરાતી અર્થ સુધારી આપવામા આ શ્રી વિજયોદયસૂરિએ જ પ્રશ સાપાત્ર સહાય કરી છે આ કુલક મોકલનારનો પણ આભાર માનવામા આવે છે

આ પ્રસ્તાવના સમાપ્ત કરતા આ બને પ્રકરણનો અર્થ લખવામા મારી અલ્પમતિથી જે કાઇ સ્ખલના થઇ હોય તેને માટે ક્ષમા યાચુ છુ, મિચ્છા દુક્કડ આપુ છુ અને જે કોઇ વિદ્વાન મુનિરાજને સ્ખલના જણાય તે મને લખી જણાવવાની કૃપા કરે એવી વિજ્ઞપ્તિ કરુ છુ આ બને પ્રકરણનો અર્થ લખવામા સભાના શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇની પણ સહાય લેવામા આવી છે

જ્ઞાનપચમી<br>
વિ સ ૧૯૯૮ } કુ વરજી આણદજી



## જ્ઞાનવતનુ બહુમાન

જગમે જ્ઞાનવત વડવીર, કાટે સકલ કર્મ-જ જીર,<br>
ભક્ષાભક્ષ ન જે વિન જાને, ગમ્યાગમ્ય નહી પીછાને<br>
કાર્યાકાર્ય ન જાને કીર-જગમે૦ ૧

પ્રથમ જ્ઞાન હી દયા પિછાને, અજ્ઞાની સરમો નહી જાને,<br>
ઐસે કહે સિદ્ધાતે વીર-જગમે૦ ૨

શ્રદ્ધા સકલ ક્રિયાકા મૂળ, તિસકા મૂળ હી જ્ઞાન અમૂલ,<br>
સચ્ચા જ્ઞાન ધરો મન ધીર-જગમે૦ ૩

પચ જ્ઞાનમે શ્રુત પ્રધાન, સ્વપર પ્રકાશે તિમિર મિટાન,<br>
જગમે અતિ ઉપગારી હીર-જગમે૦ ૪

લોકાલોક-પ્રકાશનહારા, ત્રિભુવન સિદ્ધરાજ સુખકારા,<br>
સત્ ચિદ્ આત્મારામ ગભીર-જગમે૦ ૫

આચાર્ય શ્રી આત્મારામજી મહારાજ

# અનુક્રમણિકા



## ૧. શ્રી દેવાનંદસૂરિકૃત સમયસાર પ્રકરણ મૂળ.



## ૨ શ્રી હેમસૂરિશિષ્ય શ્રીચદ્રમુનિવિરચિત

## લઘુપ્રવચનસારોદ્ધાર

### માગધી ગાથાબધ-સસ્કૃત છાયા સહિત

( પ્રત્યાખ્યાન સબધી કલ્પ્યાકલ્પ્ય વિચાર )

---

## સમયસારગ્રંથને અંગે કેટલીક સ્પષ્ટતા.

૧. પૃષ્ઠ ૯ ની નોટમા પોતજા જીવોમા જળો લખી છે તે ભૂલથી લખાયેલ છે. ટીકામા તે શબ્દ નથી.

૨. પૃષ્ઠ ૯ ની નોટમા રસજા જીવોમાં છાશમાં ઉપજતા જીવો પણ કહ્યા છે તે કાળવ્યતીત થયેલ છાશ સમજવી.

૩. પૃષ્ઠ ૧૩ છઠ્ઠા સાતમા ગુણઠાણાનો પ્રત્યેકનો ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્તનો કહ્યો છે, પરંતુ તે બનેનો ભેળો ગણીએ તો દેશે ઊણા ક્રોડ પૂર્વનો કાળ થઈ શકે છે.

૪. પૃષ્ઠ ૨૭ મા દેવ, મનુષ્ય ને તિર્યંચ–એ ત્રણ આયુ વિના બાકીની શુભાશુભ કર્મપ્રકૃતિઓની જ્યેષ્ઠ સ્થિતિ અત્યંત સંક્લેશે બંધાય છે ને જઘન્ય સ્થિતિ અત્યંત વિશુદ્ધિએ બંધાય છે એમ લખેલ છે તે ત્રણ આયુ સિવાયની ૩૯ શુભ પ્રકૃતિ ને ૮૨ અશુભ પ્રકૃતિ કુલ ૧૨૧ પ્રકૃતિ છે તે દરેકને માટે સમજવુ.

૫. કર્મના રસબંધને માટે ચાર પ્રકારની રેખાનું દૃષ્ટાંત પૃષ્ઠ ૨૯ ઉપર આપેલ છે તેને અનંતાનુબંધી વિગેરે ચાર પ્રકારના ક્રોધને અંગે કર્મગ્રંથાદિમાં ઘટાવેલ છે.

૬. પૃષ્ટ ૨૯–૩૦ મા પ્રદેશબંધની વહેંચણ બતાવી છે તે કર્મોની ઉત્કૃષ્ટ

સ્થિતિના ઓછાવત્તાપણાને અંગે બતાવેલ છે તેમાં વેદનીય કર્મની સ્થિતિ ઓછી છતાં તેને વધારે ભાગ મળવાનું કારણ તે વિશેષ સ્પષ્ટપણે વેદાય છે તે છે

૭ પૃષ્ઠ ૪૪ ઉપર શ્રાવક વ્રતના ભાંગો અંગે દ્વિવિધ ત્રિવિધ વિગેરે ભેદોનો અર્થ લખતા પ્રથમ શબ્દ યોગવાચક ને બીજો શબ્દ કરણ વાચક સમજીને અર્થ લખાયેલ છે પણ પ્રથમ શબ્દ કરણવાચક ને બીજો શબ્દ યોગવાચક ગણીને અર્થ લખવો જોઈએ તે આ પ્રમાણે–
૧ દ્વિવિધ ત્રિવિધ એટલે મન વચન ને કાયાથી કરવું નહીં, કરાવવું નહીં ૨ દ્વિવિધ દ્વિવિધ એટલે વચન ને કાયાવડે કરવું નહીં, કરાવવું નહીં ૩ દ્વિવિધ એકવિધ એટલે કાયાવડે કરવું નહીં ને કરાવવું નહીં ૪ એકવિધ ત્રિવિધ એટલે મન વચન, કાયાવડે કરવું નહીં ૫ એકવિધ દ્વિવિધ એટલે વચન તથા કાયાવડે કરવું નહીં ૬ એકવિધ એકવિધ એટલે કાયાવડે કરવું નહીં –આ ૭ ભાંગ શ્રાવક માટે હોય છે, અનુમતિના પ્રતિષેધરૂપ ભાંગ હોતા નથી કારણ કે શ્રાવકને પુત્રાદિથી થતા કાર્યમાં અનુમોદન આવ્યા કરે છે આ ૭ ભાંગના ઉત્તરભાંગ ૨૧ થાય છે તે આ ગ્રંથની ટીકાથી જાણવા

---

## કેટલાક જાણવા યોગ્ય બોલ.

૧ બાર અવિરતિ–ષટ્જીવનિકાયના વધથી ન નિવર્તવું તે અને પાંચ ઇંદ્રિય ને મનને વશ ન રાખવા તે–એમ બાર પ્રકાર સમજવા

૨ પાંચ પ્રમાદ–મદ્ય (વિષે વિકારી ગ્રંથા), વિષય કષાય, નિદ્રા અને વિકથા

૩ આઠ પ્રમાદ–અજ્ઞાન, સંશય વિપર્યય રાગ દ્વેષ, સ્મૃતિભ્રંશ, યોગ દુષ્પ્રણિધાન ને ધર્મને વિષે અનાદર.

૪ વર્ણાદિ ચતુષ્કમાં શુભ વર્ણ ત્રણ (શ્વેત રક્ત ને પીત) સુરભિગંધ શુભ રસ ત્રણ (અમ્લ, મધુર, કષાય) શુભ સ્પર્શ ચાર (ઉષ્ણ લઘુ સ્નિગ્ધ ને સુકોમળ–મૃદુ) એ ૧૧ શુભ વર્ણાદિ સમજવા અશુભ વર્ણ બે (કૃષ્ણ ને નીલ), દુરભિગંધ અશુભ રસ બે (તીક્ત

ને કટુ), અશુભ સ્પર્શ ચાર (શીત, રૂક્ષ, ગુરુ ને ખર-ખરબટ) એ નવ અશુભ વર્ણાદિ જાણવા

૫. ૧. વાચના, ૨. પૃચ્છના, ૩ અનુપ્રેક્ષા (સૂત્રાર્થનો મનવડે અભ્યાસ), ૪. આમ્નાય (ઘોષ વિશુદ્ધ પરિવર્તન-ગુણન) અને ૫. ધર્મોપદેશ. સ્વાધ્યાયતપના આ પાચ પ્રકાર જાણવા.

૬ પાચ પ્રકારના વ્યવહાર.

૧ આગમવ્યવહાર-નવ પૂર્વી સુધી, ૨ શ્રુતવ્યવહાર-નિશીથને અનુસારે ચાલતો વ્યવહાર, ૩ આજ્ઞાવ્યવહાર-ગીતાર્થોનો પરસ્પર ગૂઢ પદોથી થતો વ્યવહાર, ૪ ધારણાવ્યવહાર-ગીતાર્થે આપેલ પ્રાયશ્ચિત્ત ધારી રાખવારૂપ વ્યવહાર, ૫ જીતવ્યવહાર-અશઠ ગીતાર્થોએ બહુ સમ્મત પ્રવર્તાવેલો વ્યવહાર સમજવો. (તે અત્યારે વર્તે છે)

૭ આચાર્યની આઠ સંપદા

૧ આચાર સંપદા, ૨ શરીર સંપદા ૩ સૂત્ર સંપદા, ૪ વચન સંપદા, ૫ વાચના સંપદા, ૬ મતિ સંપદા, ૭ સંગ્રહ સંપદા ૮ પારિણામિક સંપદા.

૮. આઠ પ્રકારમા ઉદ્યમપૂર્વક આદર કરવો

૧ જ્ઞાન ભણવાનો ઉદ્યમ કરવો, ૨ આવતા કર્મોને રોકવાનો ઉદ્યમ કરવો, ૩ જૂના કર્મોને તપસ્યાવડે ખપાવવાનો ઉદ્યમ કરવો, ૪ નિર્ધન ઉપર સ્નેહ રાખવો, ૫ નવા સાધુને ભણાવવા, ૬ જ્ઞાન ભણીને વિચારવું, ૭ સમુદાયમા થયેલો કલેશ સમાવવો ને ૮ બાળ, વૃદ્ધ તથા ગ્લાનની વૈયાવચ્ચ કરવી.

૯ આઠ પ્રકારના આધાર.

૧ ભય પામેલાને આશ્રય સ્થાન, ૨ પક્ષીને આકાશ, ૩ તૃષાતુરને પાણી, ૪ ક્ષુધાતુરને ભોજન, ૫ સમુદ્રમા પડેલાને પાટિયુ, ૬ ચતુષ્પદને સ્થાન, ૭ રોગીને વૈદ્ય, ૮ ભૂલા પડેલાને માર્ગદર્શક.

૧૦. પાચ પ્રસ્થાન-૧ વિદ્યાપીઠ, ૨ સૌભાગ્યપીઠ, ૩ લક્ષ્મીપીઠ, ૪ મંત્ર-રાજયોગપીઠ ને ૫ સુમેરુપીઠ

॥ अर्हम् ॥

श्री देवानन्दसूरिकृत

# समयसारपगरणं



सव्वन्नू मोक्खमक्खंति, चउव्वग्गमि उत्तम ।
सुह जओ तिवग्गम्मि, दिट्ठमेगंतिअ न हु ॥ १ ॥

धम्माउ हेमनिअलो-वम जीवा समज्जिउ ।
पुण्णकम्म भवे ठंति, सुहाभासेण गव्विआ ॥ २ ॥

अत्थाउ पयट चेव, वहबधाइअ दुह ।
लहता किर दीसंति, अज्जणे रक्खणेऽवि अ ॥ ३ ॥

लसतसुहलेसस्स, पेरतविरसस्स य ।
कह पससा कामस्स, जुत्ता दुग्गइहेउणो ? ॥ ४ ॥

तम्हाऽणतसुह खीण-समग्गदुहसतइ ।
मोक्ख चिअ पससति, जरामरणवज्जिअ ॥ ५ ॥

लहति त पुणो सम्म-नाणदिट्ठिचरित्तओ ।
आराहियाउ काऊण, सव्वकम्मक्खय जिआ ॥ ६ ॥

# શ્રી સમયસાર પ્રકરણનું ભાષાંતર.

ચાર વર્ગમાં મોક્ષવર્ગને સર્વજ્ઞો ઉત્તમ કહે છે; કારણ કે બાકીના ત્રણ વર્ગથી એકાંતિક સુખની ( મોક્ષસુખની ) પ્રાપ્તિ દેખેલી નથી. ૧.

**ધર્મવર્ગ**ના આરાધનથી જીવો સોનાની બેડી જેવા પુણ્યને ઉપાર્જન કરે છે તે પુણ્યકર્મ પોતાથી થતા સુખાભાસવડે ગર્વિત જીવોને સંસારમાં રાખે છે એટલે પર્યટન કરાવે છે. ૨.

**અર્થવર્ગ**ના આરાધનથી જીવો પ્રગટપણે વધબંધનાદિ દુઃખને પામે છે; તેમજ અર્થના ઉપાર્જન માટે તથા રક્ષણ માટે પણ દુઃખો સહે છે. ૩

દુર્ગતિના હેતુરૂપ **કામવર્ગ**ની પ્રશંસા તો કેમ કરાય ? કે જે પ્રારભમા સુખલેશને આપે છે, પરંતુ પરિણામે વિરસ છે–અત્યંત દુઃખ આપનાર છે. ૪.

તેથી અનત સુખમય, સમગ્ર દુઃખની શ્રેણીનો જેમાં ક્ષય છે એવા અને જરામરણથી રહિત એવા **મોક્ષવર્ગ**ની જ પ્રશસા કરાય છે. ૫

તેવા મોક્ષને સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રના આરાધન-વડે જ સર્વ કર્મનો ક્ષય કરીને જીવો પામે છે. ૬.

## प्रथमोऽध्याय ॥

तत्थ सव्वन्नुपरूविआण जहट्ठियाण तत्ताण जे अवबोहे त सम्मन्नाणति भण्णइ ॥ तत्ताणि पुण सत्त पण्णत्ताणि, तजहा—जीवा अजीवा आसवे बंधे सवरे निज्जरा मोक्खे अ ॥ तत्थ जीवा दुविहा, तजहा—सिद्धा ससारिणो अ ॥ तत्थ सिद्धा अणतनाणदसणवीरिअसोक्खलक्खणएगसहावभावाओ एगविहावि अणतरपच्छिमभवरूवोवाहिभेआओ पन्नरसविहा, त जहा—तित्थसिद्धा १ अतित्थसिद्धा २ तित्थगरसिद्धा ३ अतित्थगरसिद्धा ४ सयबुद्धसिद्धा ५ पत्तेअबुद्धसिद्धा ६ बुद्धबोहिअसिद्धा ७ इत्थिलिंगसिद्धा ८ पुरिसलिंगसिद्धा ९ नपुसगलिंगसिद्धा १० सलिंगसिद्धा ११ अन्नलिंगसिद्धा १२ गिहिलिंगसिद्धा १३ एगसिद्धा १४ अणेगसिद्धा य १५ ॥

ससारिणो पुण एगविहदुविहाइभेएहिं अणेगहा पण्णत्ता ॥ तजहा—एगविहा सव्वेसिंपि सामन्नेण उवओगलक्खणभावाओ ॥ दुविहा तसा थावरा य ॥ अहवा सववहारिआ असववहारिआ य ॥ तत्थ जे अणाइकालाओ आरब्भ सुहुमनिगोएसु च्चिअ चिट्ठति न कयाइ तसाइभाव पत्ता ते असववहारिआ ॥ जे पुण सुहुमनिगोएहिंतो निग्गया सेसजीवेसु उप्पन्ना ते सववहारिआ । ते अ पुणोऽवि सुहुमनिगोअत्त पत्तावि सववहारिअ च्चिअ भण्णति ॥ तिविहा थीपुनपुसगवेअभेएण ॥ सजयअसजयसजयासजयभेएण वा ॥ भवाभव्वजाइभव्वविगप्पेण वा ॥ तत्थ भव्वा सिद्धिगइजोग्गा, इअर अभव्वा, जाइभव्वा

पुण ते जे जाईए भव्वा न उण कयावि सिज्झिहिंति । भणिअं च—"सामग्गिअभावाओ, ववहारिअरासिअप्पवेसाओ । भव्वा-वि ते अणंता, जे सिद्धिसुहं न पावंति ॥ १ ॥" चउव्विहा नारयाइगइचउक्कभावओ ॥ पंचविहा इगदुतिचउपंचिंदिअ-त्तेणं ॥ छव्विहा पुढवीआउतेउवाउवणप्फइतसकायकप्पणाए ॥ सत्तविहा जहा—किण्हाइछल्लेसापरिणया, अजोगिकेवलित्ते अ-लेसा य ॥ अट्ठविहा जहा—अंडया १ पोअया २ जराउआ ३ रसया ४ संसेइमा ५ संमुच्छिमा ६ उब्भिआ ७ उववाइआ य ८ ॥ नवविहा जहा—पुढवी १ आऊ २ तेऊ ३ वाऊ ४ वणस्सई ५ बितिचउपंचिंदिआ ९ य ॥ एए च्चिय पंचिंदिआणं सन्नि-असन्निभेअचिंताए दसविहा ॥ एक्कारसहा जहा—सुहुमबायर-त्तेणं दुभेआ एगिंदिआ २ बितिचउरिंदिआ ५ जलथलनहयरभे-आ पंचिंदिअतिरिआ ८ मणुआ ९ देवा १० नारया य ११ ॥ बारसविहा पुण पुव्वदंसिआणं छक्कायाणं पज्जत्तापज्जत्तेणं १२ ॥ तेरसविहा जहा—एगे सुहुमनिगोअरूवे असंववहारिए भेए बारस संववहारिआ य । ते अ इमे—पुढवीआउतेउवाउनि-गोआ सुहुमबायरत्तेणं दुदुभेआ पत्तेयवणप्फई तसा य १३ ॥ चउद्दसविहा जहा—सुहुमबायरा एगिंदिआ २ बितिचउरिं-दिआ ५ असन्निसन्निभेआ पंचिंदिआ ७ एए सत्तवि पज्जत्ता अपज्जत्ता य ॥ १४ ॥ अहवा मिच्छदिट्ठी १ सासायणसम्म-दिट्ठी २ सम्मामिच्छदिट्ठी ३ अविरयसम्मदिट्ठी ४ देसविरए ५ पमत्तसंजए ६ अपमत्तसंजए ७ निअट्टिबायरसंपराए ८ अनिअट्टिबायरसंपराए ९ सुहुमसंपराए १० उवसंतकसा-

यनीअरायछउमत्थे ११ खीणकसायनीअरायछउमत्थे १२ सजोगिकेवली १३ अजोगिकेवली अ त्ति १४ चउद्दसगुणट्ठाणवट्टित्तेण चउदसहा जीवा ॥ एव बुद्धिमन्तेहिं सिद्धान्ताणुसारेण अणेगहा जीवभेआ परूनिअव्वा ॥ अह एएसिं जीवाण सखेवेण भवट्ठिई परूनिज्जइ, तजहा–पुढवीए बावीसवासमहस्साइ ठिई पण्णत्ता, जलस्स सत्तवाससहस्सा, अगणिस्स तिण्णि दिणाणि, वाउस्स पत्तेअवणस्सइणो अ तिण्णि दस य वाससहस्साइ ॥ एसा सव्वानि वायरपज्जत्ताण एएसिं उक्कोसा ठिई ॥ अह पज्जत्ताण बेइंदियाईण भण्णइ–बेइंदिआण वारस वासा, तेइंदिआण अउणावन्नदिणाणि, चउरिंदिआण छम्मासा ॥ असन्निपचिंदिअतिरियाण जलयराण पुव्वकोडी, थलयराण खयराण च चउरासीई वावत्तरी अ वाससहस्साइ ॥ सन्निपचिंदिअतिरिआण जलयरथलयरखयराण जहासख पुव्वकोडी, पलिओवमतिग, पलिओवमासखभागे अ ॥ गब्भयमणुआण तिन्नि पलिओवमाणि ॥ जहन्ना पुण सव्वेसिंपि अतोमुहुत्त ॥ सव्वेसिं अपज्जत्ताण उक्कोसानि अतोमुहुत्त ॥ सव्वेसिं सुहुमाण निगोआण तु वायराणपि पज्जत्ताणपि तहेव ॥ सुरनेरइआण उक्कोसा तित्तीस सागरोवमाणि, जहन्ना दसवाससहस्साणि ॥ ओगाहणा पुण पत्तेअवणप्फइवज्जाण सव्वेसिं एगिंदिआण अगुलस्स असखिज्जे भागे ॥ पत्तेअवणप्फईण जोअणसहस्स साहिअ ॥ बेइंदिआण वारस जोअणाणि । तेइंदियाण तिण्णि कोसा । चउरिंदिआण चउरो कोसा ॥ असन्निसन्निपचिंदिअतिरिआण जोअणसहस्स ॥

सन्निमणुआणं तिण्णि कोसा ॥ एसा सव्वात्रि पज्जत्ताणं उक्कोसा ओगाहणा भणिआ । पज्जत्ताणं जहन्ना अपज्जत्ताणं तु दुविहावि अंगुलाऽसंखेज्जभागे ॥ देवाणं सत्त रयणी । नेरइआणं पंचधणुसयाणिँ ॥ ठिइओगाहणाविसया विसेसा कायठिई पाणा पज्जत्तीओ लेसाओ इच्चाइअं सुअसागराओ विआणिअव्वं ॥ इआणिं मिच्छदिट्ठिपभिईणं चउद्दसण्हं गुणठाणाणं ठिइकाले दंसिज्जइ ॥ मिच्छत्तस्स तिविहे ठिइकाले पण्णत्ते, तंजहा- अणाइअणंते १ अणाइसंते २ साइसंते अ ३ ॥ तत्थ अभव्वा पढमे भंगे, भव्वा दुइअतइएसु ॥ अणाइमिच्छदिट्ठिस्स भव्वस्स सम्मत्तलाभे मिच्छत्तस्स अंतभावाओ अणाइसंतत्तं । जे पुण लद्धसम्मत्ते मिच्छत्तं गच्छइ, मिच्छत्ते अ जहन्नेणं अंतोमुहुत्तं उक्कोसेणं देसूणमद्धपुग्गलपरिअट्टं ठाऊणं पुणोत्रि सम्मत्तं पयाइ, तस्स साइसंतं मिच्छत्तंति ॥ सासायणं छावलीपमाणं, तं च अणंताणुबंधिकसाओदए उवसमिअसम्मत्त वमंतस्स मिच्छत्तमपत्तस्स भवइ ॥ अविरयसम्मत्तस्स ठिइकाले साहिआइं तित्तीसं सागरोवमाइं ॥ देसविरयस्स सजोगिकेवलिणो अ देसूणा पुव्वकोडी ॥ अजोगिकेवलिस्स लहुपंचक्खरुच्चारमेत्तं ॥ मीसस्स पमत्ताईणं च सत्तण्हं अंतोमुहुत्तं ॥ एसे उक्कोसओ ठिइकाले ॥ जहन्नओ पुण सासायणस्स पमत्ताईणं च छण्हं एक्के समए ॥ अजोगिकेवलिस्स अजहन्नुकोसे पुव्वुत्ते च्चिअ काले ॥ सेसाणं छण्हं अंतोमुहुत्तं ॥

॥ इइ जीवतत्तनिरूवणो नाम समयसारस्स पढमो अज्झाओ ॥१॥

## પ્રથમ અધ્યાયનો અર્થ.

તેમા સર્વજ્ઞે પ્રરૂપેલા તત્ત્વોના યથાસ્થિત બોધને સમ્યગ્ જ્ઞાન કહેવામા આવે છે તે તત્ત્વો સાત કહેલ છે તેના નામ આ પ્રમાણે–*જીવ, અજીવ, આશ્રવ, બધ, સવર, નિર્જરા અને મોક્ષ તેમા જીવ બે પ્રકારે છે સિદ્ધ અને સસારી તેમા સર્વસિદ્ધ અનત જ્ઞાન, દર્શન, વીર્ય ને સુખરૂપ એકસ્વભાવવાળા હોવાથી એક પ્રકારના છે, પરતુ તે અનતર એવા પાછલા ( પૂર્વ ) ભવરૂપ ઉપાધિના ભેદથી પદર પ્રકારે છે તે આ પ્રમાણે–તીર્થસિદ્ધ ૧, અતીર્થસિદ્ધ ૨, તીર્થકરસિદ્ધ ૩, અતીર્થકરસિદ્ધ ૪, સ્વયબુદ્ધસિદ્ધ ૫, પ્રત્યેકબુદ્ધસિદ્ધ ૬, બુદ્ધબોધિતસિદ્ધ ૭, સ્ત્રીલિગસિદ્ધ ૮, પુરુષલિગસિદ્ધ ૯, નપુસકલિગસિદ્ધ ૧૦, સ્વલિગસિદ્ધ ૧૧, અન્યલિગસિદ્ધ ૧૨, ગૃહીલિગસિદ્ધ ૧૩, એકસિદ્ધ ૧૪, અનેકસિદ્ધ ૧૫ ( આ પદર ભેદના અર્થ આ પ્રમાણે–૧ ચતુર્વિધ સઘરૂપ તીર્થ પ્રવર્ત્યા પછી સિદ્ધિપદ પામે તે તીર્થસિદ્ધ, ૨ તીર્થની પ્રવૃત્તિ થયા અગાઉ મરુદેવીમાતાની જેમ તેમજ તીર્થના વિચ્છેદને વખતે જે સિદ્ધિપદ પામે તે અતીર્થસિદ્ધ, ૩ તીર્થકર થઈને સિદ્ધિપદ પામે તે તીર્થકરસિદ્ધ, ૪ તીર્થકર થયા સિવાય સામાન્યકેવળીપણે સિદ્ધિપદ પામે તે અતીર્થકર સિદ્ધ, ૫

---

* સુખદુખરૂપ ઉપયોગ લક્ષણવત જીવ ૧, તેથી વિપરીત લક્ષણવત અજીવ ૨ જે વડે કર્મ આવે તે શુભાશુભ કર્મ ઉપાદાન હેતુક હિંસા, અમત્સાદિ આશ્રવ ૩ જીવ તેમજ કર્મનો અત્યત સબધ તે બધ ૪, સમિતિગુપ્તિવડે આશ્રવ નિરોધ તે સવર ૫ સ્થિતિપરિપાકથી કે તપથી કર્મનુ અશત ખરવુ તે નિર્જરા ૬, સમસ્તકર્મના ક્ષયથી સ્વઆત્મામા જે અવસ્થાન તે મોક્ષ ૭

તીર્થંકરની જેમ પોતાની મેળે બોધ પામીને સિદ્ધ થાય તે સ્વયંબુદ્ધસિદ્ધ, ૬. અમુક નિમિત્તવડે બોધ પામીને સિદ્ધિપદ પામે તે પ્રત્યેકબુદ્ધસિદ્ધ, ૭ અન્યથી બોધ પામીને સિદ્ધ થાય તે બુદ્ધબોધિતસિદ્ધ, ૮ સ્ત્રીલિંગે સિદ્ધે તે સ્ત્રીલિંગ સિદ્ધ, ૯ પુરુષલિંગે સિદ્ધે તે પુરુષલિંગસિદ્ધ, ૧૦. કૃતનપુંસકલિંગે સિદ્ધ તે નપુંસકલિંગસિદ્ધ (જન્મનપુંસક સિદ્ધિપદ પામતા નથી). ૧૧. મુનિવેષે સિદ્ધ થાય તે સ્વલિંગસિદ્ધ, ૧૨ અન્ય-તાપસાદિ વેષે કેવળજ્ઞાન પામી સિદ્ધિપદ પામે તે અન્યલિં-ગસિદ્ધ. ૧૩. ગૃહસ્થપણે કેવળજ્ઞાન પામીને સિદ્ધ થાય તે ગૃહીલિંગસિદ્ધ, ૧૪. એક સમયે એક સિદ્ધે તે એકસિદ્ધ, અને ૧૫ એક સમયે અનેક સિદ્ધિપદને પામે તે અનેકસિદ્ધ જાણવા.)

હવે સંસારી જીવોના એકવિધ, દ્વિવિધ ઇત્યાદિ અનેક પ્રકાર કહ્યા છે તે આ પ્રમાણે–સર્વ જીવ સામાન્યે જ્ઞાનદર્શન-રૂપ ઉપયોગલક્ષણ સ્વભાવવાળા હોવાથી એક પ્રકારના જાણવા.

દ્વિવિધ–ત્રસ ને સ્થાવર અથવા સંવ્યવહારી અને અસંવ્ય-વહારી. તેમાં જે જીવો અનાદિ કાળથી સૂક્ષ્મનિગોદમાં રહેલા છે. કદાપિ પણ ત્રસાદિ ભાવને પામ્યા નથી તે અસંવ્યવહારી અને જે જીવો સૂક્ષ્મનિગોદમાંથી નીકળીને શેષ જીવોને વિષે ઉપજ્યા હોય તે સંવ્યવહારી. તે જીવો ફરીને કદી સૂક્ષ્મ નિગોદમાં જાય તો પણ સંવ્યવહારી જ કહેવાય

જીવો ત્રણ પ્રકારે–સ્ત્રી, પુરુષ ને નપુંસકવેદના ભેદવડે જાણવા તેમ જ [1]સંયત, અસંયત ને સંયતાસંયતના ભેદથી પણ ત્રણ પ્રકારે જાણવા. વળી ભવ્ય, અભવ્ય અને જાતિભવ્ય–વગેરે પણ ત્રણ પ્રકારના સમજવા. તેમાં સિદ્ધિગમનને યોગ્ય તે ભવ્ય, સિદ્ધિગમનને અયોગ્ય તે અભવ્ય અને ત્રીજા જાતિભવ્ય

---

૧. સંયત–મુનિ, અસંયત–સંયમ વિનાના, સંયતાસંયત–દેશવિરતિ.

ભવ્ય છતા પણ કદાપિ મોક્ષે જવાના નથી તે કહ્યુ છે કે–સામ ગ્રીના અભાવથી વ્યવહારરાશિમા નહીં પ્રવેશ કરનારા એવા અનતા ભવ્યજીવો છે કે જે સિદ્ધિસુખને પામવાના જ નથી

જીવો ચાર પ્રકારે–નારક, તિર્યંચ, મનુષ્ય ને દેવગતિવાળા જાણવા

જીવો પાચ પ્રકારે–એકેન્દ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, ચોરિદ્રિય ને પચેદ્રિય જાણવા

જીવો છ પ્રકારે–પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય ને ત્રસકાયરૂપ જાણવા

જીવ સાત પ્રકારે–કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ ને શુકલ–એ છ લેશ્યાપરિણત અને સાતમા અલેશી એટલે ચોદમા અયોગી ગુણઠાણાવાળા જાણવા

જીવ આઠ પ્રકારે–૧ અડજા[૧], ૨ પોતજા[૨], ૩ જરાયુજા[૩], ૪ રસજા[૪], ૫ સસ્વેદજા[૫], ૬ સમૂર્છિમા[૬], ૭ ઉદ્ભેદજા[૭] અને ૮ ઉપપાતજા[૮] જાણવા આ આઠે પ્રકાર ત્રસ જીવોને લગતા છે અહીં આઠ પ્રકાર ચાર ગતિના જીવો પર્યાપ્તા ને અપર્યાપ્તારૂપ જાણવા ( ટીકા )

---

૧ અડજા એટલે ઈંડાથી ઉત્પન્ન થયેલા પક્ષીઓ ગરોળી મત્સ્ય, સર્પ વિગેરે, ૨ પોતજા એટલે પોતરૂપે–ઓર વિના ઉત્પન્ન થાય તે હાથી, વાગોળ ચામાચીડીયા જળો વિગેરે ૩ જરાયુજા–ફરતી ઓરવાળા ગર્ભજ ગાય ભેંશ, બકરી, ઘેટી વિગેરે તિર્યંચ અને મનુષ્યો ૪ રસજા–ચલિતરસમા તથા મદિરા દારૂ વિગેરેમા ઉત્પન્ન થનારા બેઇદ્રિય જીવો ૫ સસ્વેદજા–પરસેવાથી ઉત્પન થતા માકડ, જૂ વિગેરે ૬ સમૂર્છિમા–મનુષ્યના ચોદ સ્થાનક વિગેરેમા ઉત્પન્ન થનારા અને તીડ માખી કીડી વિગેરે, ૭ ઉદ્ભેદજા–જમીન ભેદીને ઉત્પન થનારા પતગીયા ખજરીટ વિગેરે ૮ ઉપપાતજા–નારકી અને દેવતા

જીવ નવ પ્રકારે-૧ પૃથ્વી, -૨. અપ્, ૩ તેઉ, ૪ વાઉ, ૫. વનસ્પતિ, ૬. બેઇંદ્રિય, ૭. તેઇંદ્રિય, ૮. ચૌરિંદ્રિય ને ૯. પંચેંદ્રિય જાણુવા

જીવ દશ પ્રકારે-ઉપરના નવ પ્રકારમાં પંચેંદ્રિયના સંજ્ઞી, અસંજ્ઞી એમ બે પ્રકાર કરવાથી દશ પ્રકાર જાણુવા.

જીવ અગ્યાર પ્રકારે-સૂક્ષ્મ ને બાદર એકેંદ્રિય ૨, બેઇંદ્રિય, તેઇંદ્રિય ને ચૌરિંદ્રિય ૫, જળચર, થળચર ને ખેચર એમ ત્રણ પ્રકારના તિર્યંચ પચેંદ્રિય ૮, નારકી ૯, મનુષ્ય ૧૦ ને દેવતા ૧૧ જાણુવા.

જીવ બાર પ્રકારે-પૂર્વે કહેલા પૃથ્વીકાયાદિ છકાયના જીવો પર્યાપ્તા ને અપર્યાપ્તા એમ બાર પ્રકારે જાણુવા

જીવ તેર પ્રકારે-એક સૂક્ષ્મનિગોદરૂપ અવ્યવહારી અને બાર પ્રકારે વ્યવહારી તે આ પ્રમાણે-પૃથ્વી, પાણી, તેઉ, વાઉ ને નિગોદ (વનસ્પતિ) તેના સૂક્ષ્મ ને બાદર બે બે ભેદ હોવાથી દશ, પ્રત્યેક વનસ્પતિ ૧૧ ને ત્રસ ૧૨ એમ બાર મળી કુલ તેર પ્રકારના જાણુવા.

જીવ ચૌદ પ્રકારે-સૂક્ષ્મ ને બાદર એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને સંજ્ઞી ને અસંજ્ઞી બે પ્રકારના પચેંદ્રિય -એ સાત પર્યાપ્તા ને સાત અપર્યાપ્તા મળી ચૌદ પ્રકારના જાણુવા.

અથવા જીવો ચૌદ ગુણુસ્થાનકમાં વર્તતા હોવાથી જીવના ચૌદ પ્રકાર સમજવા. ૧. મિથ્યાદૃષ્ટિ, ૨ સાસ્વાદન સમકિતદૃષ્ટિ, ૩ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ, ૪. અવિરતિ સમકિતદૃષ્ટિ, ૫. દેશવિરતિ,

૬ પ્રમત્તસયત, ૭ અપ્રમત્ત સયત, ૮ નિવૃત્તિબાદરસ પરાય ૯ અનિવૃત્તિબાદરસ પરાય, ૧૦ સૂક્ષ્મસ પરાય, ૧૧ ઉપશાત-કષાય વીતરાગ છદ્મસ્થ, ૧૨ ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ, ૧૩ સયોગી કેવળી, ૧૪ અયોગી કેવળી

આ પ્રમાણે બુદ્ધિમાનોએ સિદ્ધાતને અનુસારે અનેક પ્રકારે જીવોના ભેદો કહ્યા છે

હવે એ જીવોની સક્ષેપે કરીને ભવસ્થિતિ ( એક ભવનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ) કહે છે —

પૃથ્વીકાયની બાવીશ હજાર વર્ષની, અપ્કાયની સાત હજાર વર્ષની, તેઉકાયની ત્રણ અહોરાત્રની, વાઉકાયની ત્રણ હજાર વર્ષની, પ્રત્યેક વનસ્પતિકાયની દશ હજાર વર્ષની–આ સ્થિતિ સર્વ બાદર પર્યાપ્ત એકેન્દ્રિયની ઉત્કૃષ્ટી જાણવી

હવે પર્યાપ્ત બેઇન્દ્રિયાદિકની સ્થિતિ કહે છે —

બેઇન્દ્રિયની બાર વરસની, તેઇન્દ્રિયની ૪૯ દિવસની અને ચોરિંદ્રિયની છ માસની ઉત્કૃષ્ટ સ્થિતિ એટલે આયુ સમજવુ

અસન્ની તિર્યચ પચેન્દ્રિયમા જળચરની ક્રોડ પૂર્વની, સ્થળ ચરની ૮૪,૦૦૦ વર્ષની અને ખેચરની ૭૨,૦૦૦ વર્ષની ભવસ્થિતિ ઉત્કૃષ્ટી છે સન્ની તિર્યચ પચેન્દ્રિયમા જળચરની ક્રોડ પૂર્વની, સ્થળચરની ત્રણ પલ્યોપમની અને ખેચરની પલ્યોપમના અસ ખ્યાતમા ભાગની છે ગર્ભજ મનુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્યોપમની છે ઉપરોક્ત સર્વ જીવોની જઘન્ય સ્થિતિ અત મુહૂર્તની છે સર્વે અપર્યાપ્તાની ઉત્કૃષ્ટ સ્થિતિ પણ અતર્મુ-

હૂર્તની છે. સર્વ સૂક્ષ્મ ને બાદર નિગોદ પર્યાપ્તાની સ્થિતિ ઉત્કૃષ્ટ પણ અંતર્મુહૂર્તની છે. દેવ અને નારકીની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે અને જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે

હવે સર્વ જીવોની અવગાહના ( શરીરપ્રમાણ ) કહે છે:—

પ્રત્યેક વનસ્પતિકાય વિના બીજા સર્વ એકેંદ્રિયની અવગાહના અંગુળના અસંખ્યાતમા ભાગની છે. પ્રત્યેક વનસ્પતિની ઉત્કૃષ્ટ અવગાહના એક હજાર યોજન સાધિક છે. બેઇંદ્રિયની બાર યોજનની, તેઇંદ્રિયની ત્રણ ગાઉની અને ચૌરિંદ્રિયની ચાર ગાઉની છે. અસંજ્ઞી ને સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિયની ઉત્કૃષ્ટ અવગાહના એક હજાર યોજનની છે સંજ્ઞી પંચેંદ્રિય મનુષ્યની ત્રણ ગાઉની છે આ બધી અવગાહના પર્યાપ્તાની ઉત્કૃષ્ટી જાણવી. પર્યાપ્તાની જઘન્ય અને અપર્યાપ્તાની જઘન્ય ઉત્કૃષ્ટ બને પ્રકારની અવગાહના અંગુળના અસંખ્યાતમા ભાગની છે, દેવોની ઉત્કૃષ્ટ સાત હાથની અને નારકીની ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્યની છે. આયુ ને અવગાહના સંબંધી વિશેષ હકીકત, તથા કાયસ્થિતિ, પ્રાણ, પર્યાપ્તિ અને લેશ્યા વિગેરેની હકીકત શ્રુતસમુદ્રમાંથી ( અન્ય ગ્રંથોથી ) જાણવી.

હવે મિથ્યાદૃષ્ટિ વિગેરે ચૌદ ગુણઠાણાની સ્થિતિ કહે છે:—
પ્રથમ મિથ્યાદૃષ્ટિ ગુણઠાણાની સ્થિતિ ત્રણ પ્રકારે કહી છે. ૧. અનાદિઅનંત, ૨ અનાદિસાંત અને ૩ સાદિસાંત. તેમા અભવ્યને આશ્રીને અનાદિ અનંત સ્થિતિ જાણવી અને ભવ્યને આશ્રીને બીજી ને ત્રીજી સ્થિતિ જાણવી અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્યને પ્રથમ સમ્યક્ત્વનો લાભ થાય ત્યારે મિથ્યાત્વનો અંત થતો હોવાથી અનાદિ સાંત સમજવી અને લબ્ધસમકિતી જીવ પાછો

મિથ્યાત્વે જાય અને ત્યા જઘન્ય અતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ દેશે ઊણુ અર્ધ પુદ્‌ગળપરાવર્ત સુધી રહીને ફરીને સમકિત પામે ત્યારે મિથ્યાત્વની સ્થિતિ સાદિસાત સમજવી સાસ્વાદનની સ્થિતિ છ આવળીની છે તે ઉપશમસમકિતને વમતા અનતા નુબધીના ઉદય થયે સતે મિથ્યાત્વને ન પામે ત્યાસુધીને માટે સમજવી અવિરતિસમકિતદૃષ્ટિ ગુણઠાણુાની ઉત્કૃષ્ટ સ્થિતિ સાધિક તેત્રીશ સાગરોપમની સમજવી દેશવિરતિ ગુણઠાણાની અને સયોગીકેવળી ગુણઠાણાની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશે ઊણા ક્રોડ પૂર્વની જાણવી અયોગી કેવળીની પાચ લઘુ અક્ષરના ઉચ્ચાર કાળ પ્રમાણ સ્થિતિ જાણવી મિશ્ર અને પ્રમત્તાદિ સાત ગુણઠાણાની ( છઠ્ઠાથી બારમા સુધીની ) સ્થિતિ અતર્મુહૂર્ત્તની જાણવી આ બધી ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી જઘન્ય સ્થિતિ સાસ્વાદનની અને પ્રમત્તાદિ છ ગુણઠાણાની એક સમયની જાણવી અયોગી કેવળી ગુણઠાણાની અજઘન્યોત્કૃષ્ટ સ્થિતિ પૂર્વે કહ્યા પ્રમાણે જાણવી ચોદમાની જેમ બારમા ગુણસ્થાનકની સ્થિતિ પણ જઘન્ય અને ઉત્કૃષ્ટ સરખી જ છે બાકીના છ ગુણઠાણાની ( મિથ્યાત્વ, મિશ્ર, અવિરત, દેશવિરત, ક્ષીણમોહ અને સયોગી કેવળીની ) જઘન્ય સ્થિતિ અતર્મુહૂર્ત્તની જાણવી

आ प्रमाणे समयसारप्रकरणनो जीवतत्त्वनिरूपण नामनो प्रथम अध्याय सपूण ॥



## द्वितीयोऽध्यायः ॥

अजीवा पंचविहा पण्णत्ता. तंजहा–धम्मत्थिकाए १ अधम्मत्थिकाए २ आगासत्थिकाए ३ पुग्गलत्थिकाए ४ काले ५ अ ॥ एए पंचवि जीवत्थिकाएण समं छ दव्वाइं भणंति ॥ सव्वेऽवि उप्पायनासठिइसहावा ॥ कालं विणा पएसबाहुल्लेणं अत्थिकाया ॥ पुग्गलवज्जं अरूविणो ॥ जीव-वज्जं अचेअणा अकत्तारा अ ॥ तत्थ गइपरिणयाणं जीवपुग्ग-लाणं गइउवट्ठंभनिमित्तं धम्मत्थिकाए । ठिइपरिणयाणं ठिइ-उवट्ठंभहेऊ अधम्मत्थिकाए । अवगाहदायगमागासं । पूरणग-लणधम्माणो पुग्गला ॥ ते अ फरिसरसगंधवण्णोववेआ ॥ सद्-बंधभेअसंठाणअंधयारायवुज्जोअच्छायासुहुमत्तथूलत्तमरूवा ॥ कम्मसरीरमणभासाआणपाणसुहदुक्खजीविअमरणोवग्गहहेऊ नायव्वा ॥ काले वट्टणापरिणामाइलक्खणे ॥ जीवा नाण-दंसणलक्खणा ॥ धम्माधम्मागासाणि दव्वट्ठयाए एक्किकाणि ॥ पुग्गला अद्धासमया जीवा य अणंता ॥ पएसट्ठयाए धम्मा-धम्माणं एगजीवस्स य लोगागासतुल्ला असंखा पएसा ॥ आगासस्स अणंता ॥ पुग्गलाणं परमाणुवज्जाणं संखिज्जा असंखिज्जा अणंता य ॥ धम्माधम्मा कसिणे लोगे चिट्ठंति ॥ आगासं लोगे अलोगेऽवि ॥ जोइसिअगइकिरिआकए काले माणुस्सलोगे ॥ पुग्गला जीवा य सव्वलोगे ॥ एगाइपएसा-वगाहिणो पुग्गला, लोगासंखिज्जभागाइअवगाहिणो जीवा ॥ एए च्चिअ धम्माइआ पंच अजीवा सपडिभेआ चउद्दस हवंति,

तंजहा–धम्माधम्मागासाण दव्व १ देस २ पदेस ३ कप्पणाए तिण्णि तिण्णि भेआ एव नव, दसमे काले, पुग्गलाण च खध १ देस २ पएस ३ परमाणु ४ लक्खणा चउरो भेआ ॥

॥ इइ अजीवतत्तनिरूवणो नाम समयसारस्स बीओ अज्झाओ ॥२॥

## બીજા અધ્યાય( અજીવનિરૂપણ )નો અર્થ

અજીવ પાચ પ્રકારના કહ્યા છે-૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ પુદ્‌ગળાસ્તિકાય અને ૫ કાળ આ પાચની સાથે જીવાસ્તિકાયને ભેળવીએ ત્યારે છ દ્રવ્ય થાય છે તે સર્વે ઉત્પત્તિ, નાશ અને સ્થિતિસ્વભાવવાળા છે કાળ વિનાના પાચ દ્રવ્યો પ્રદેશોની બાહુલ્યતાથી અસ્તિકાય કહેવાય છે પુદ્‌ગળ સિવાયના પાચે અરૂપી છે જીવ વિનાના પાચે અચેતન અને અકર્ત્તા છે તેમા ગતિપરિણત જીવ અને પુદ્‌ગળને ગતિમા ઉપષ્ટભક ધર્માસ્તિકાય છે સ્થિતિપરિણત જીવ પુદ્‌ગળને સ્થિતિમા ઉપષ્ટભક અધર્માસ્તિકાય છે, અવકાશને આપનાર આકાશાસ્તિકાય છે પૂરણ ગળણ સ્વભાવવાળા પુદ્‌ગળાસ્તિકાય છે તે પુદગલાસ્તિકાય વર્ણ, ગધ, રસ અને સ્પર્શયુક્ત હોય છે

પુદ્‌ગલ શબ્દ, બધ, ભેદ, સસ્થાન, અધકાર, આતપ, ઉદ્યોત, છાયા, સૂક્ષ્મત્વ, સ્થૂળત્વના સ્વરૂપવાળુ છે તેને કર્મ, શરીર, મન, ભાષા, આનપાન ( શ્વાસોચ્છ્‌વાસ ), સુખ, દુખ અને જીવિતમરણના ઉપગ્રહહેતુભૂત જાણવુ કાળ વર્તના અને પરિણામાદિ લક્ષણવાળો છે જીવ જ્ઞાન, દર્શન લક્ષણવાળો છે ધર્મ, અધર્મ ને આકાશ દ્રવ્યાર્થપણે એકેક છે પુદ્‌ગલ,

કાળના સમય અને જીવો અનતા છે. પ્રદેશાર્થપણે ધર્મા-ધર્મના ને એક જીવના પ્રદેશો લોકાકાશના પ્રદેશતુલ્ય અસંખ્ય કહ્યા છે. આકાશના ( લોકાલોકના ) અનંતા પ્રદેશો છે. પરમાણુ વર્જીને પુદ્ગળો ( સ્કધો ) સંખ્યાતા, અસખ્યાતા ને અનંતા પ્રદેશોના બનેલા હોય છે ધર્મ ને અધર્મ સમગ્ર લોકમા રહેલા છે આકાશ લોક અને અલોક–બન્નેમા છે. જ્યોતિષીની ગતિક્રિયાથી ઉત્પન્ન થતો સમય,[1] આવળી, મુહૂર્ત આદિ કાળ મનુષ્યલોકમા જ છે. પુદ્ગલો અને જીવો લોકમા સર્વત્ર છે આકાશના એકાદિ પ્રદેશને અવગાહીને રહેલા પુદ્ગલસ્કધો હોય છે. દરેક જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં અસખ્ય આકાશપ્રદેશોને અવગાહીને રહેલા છે એ ધર્માધર્માદિ પાંચ પ્રકારના અજીવોના પ્રતિભેદ ચૌદ થાય છે તે આ પ્રમાણે–ધર્માધર્મ ને આકાશના દ્રવ્ય, દેશ ને પ્રદેશની કલ્પનાએ ત્રણ ત્રણ ભેદ હોવાથી નવ, દશમો કાળ અને પુદ્ગલના સ્કંધ, દેશ, પ્રદેશ[2] ને પરમાણુ એમ ચાર ભેદ હોવાથી કુલ ચૌદ ભેદ થાય છે

**आ प्रमाणे अजीवतत्त्वनिरूपण नामनो समयसार प्रकरणनो**
**वीजो अध्याय संपूर्ण ॥**

---

૧ કેવળીની બુદ્ધિએ એકના બે વિભાગ કલ્પી ન શકાય તેવો કાળ-વિભાગ તે સમય સમજવો. ૨. સ્કધથી છૂટા નહી પડેલા પરમાણુ તે પ્રદેશ અને છૂટા પડેલા તે પરમાણુ કહેવાય છે. કેવળીની બુદ્ધિએ પણ એકના બે વિભાગ કલ્પી ન શકાય તેને પ્રદેશ અથવા પરમાણુ જાણવો.

## तृतीयोऽध्याय ॥

सुभासुभकम्मोवादाणनिदाण आसवे ॥ से बायालीसविहे पण्णत्ते, तजहा–पच इंदिआणि, चउरो कसाया, पच अव्व याणि, तिण्णि जोगा, पणवीस किरिआओत्ति ॥ तत्थ इंदिआणि फरिसणाईणि ॥ कसाया कोहादओ ॥ अव्वयाणि हिंसाईणि ॥ जोगा मणवयणकायाण वावारा ॥ किरिआओ जहा–काइआ १ अहिगरणिआ २ पाओसिआ ३ पारिता-वणिआ ४ पाणाइवाइआ ५ आरभिआ ६ पारिग्गहिआ ७ मायावत्तिया ८ मिच्छादसणवत्तिया ९ अप्पचक्खाणकिरिआ १० दिट्ठिआ ११ पुट्ठिआ १२ पाडुच्चिआ १३ सामतोवणिवाइआ १४ नेसत्थिआ १५ साहत्थिआ १६ आणवणिआ १७ वेआर-णिआ १८ अणाभोगवत्तिआ १९ अणवकखवत्तिया २० पओग किरिआ २१ समुदाणकिरिआ २२ पेज्जवत्तिया २३ दोसवत्तिया २४ इरियावहिआ २५ य ॥ एव सामन्नेण परूविआ आसवा। इण्हि विसेसेण नाणावरणाइविसयाए परूविज्जति ॥ तजहा-नाण-दसणविसया पओसनिण्हवमच्छरतरायासायणोवघाया नाणद-सणावरणाण आसवा ॥ देवपूआगुरुभत्तिसरागसजमदेससजम-पत्तदाणदयाखमाबालतवअकामनिज्जराओ सायवेअणीअस्स ॥ दुक्खसोगतावअक्कदणवहपरिदेवणाणि सपरोभयत्थाणि असा-यवेअणीअस्स ॥ जिणसुअसघदेवधम्मावण्णवायउम्मग्गदेसण मग्गनासणाणि दसणमोहस्स ॥ कसाओदयाओ तिव्वे परि-

गामे चारित्तमोहस्स ॥ पंचिंदिअवहमंसाहारबहुआरंभपरिग्गहा नेरइआउअस्स । अट्टज्झाणससल्लत्तगूढचित्तत्ताणि तिरिआउअस्स । अप्पारंभपरिग्गहत्तमद्दवअज्जवमज्झिमपरिणामा मणुआउअस्स । सरागसंजमदेससंजमअकामनिज्जराबालतवकल्लाणमित्तसंजोगसम्मत्ताणि देवाउअस्स ॥ सरलत्तसंसारभीरुत्तसाहम्मिअभत्तिखमाओ सुहनामस्स, विवरीआ असुहनामस्स ॥ अरिहंतवच्छल्लाई वीसं आसवा तित्थगरनामस्स ॥ मयरहिअत्तविणीअत्तगुणवंतपसंसाओ उच्चगोअस्स, विवरीआ नीअगोअस्स ॥ जिणपूआविग्घकरणहिंसाईआ विग्घस्स ॥ एए अ पइकम्मं पडिनिअया आसवा ठिइअणुभागबंधाविक्खाए विण्णेआ । पगइपएसबंधाविक्खाए पुण अविसेसेणं सव्वेऽवि सव्वकम्माणं आसवा भवंति ॥ जओ सिद्धंते अट्ठविहे सत्तविहे छव्विहे एगविहे वा बंधे भणिए, नो पुण पडिनिअयस्स कम्मस्स बंधे ॥ तत्थ मिच्छदिट्ठिपभिईणं अपमत्तंताणं मीसवज्जाणं आउबंधे अट्ठविहे, अन्नहा सत्तविहे ॥ मिस्सनियट्टिअनियट्टिबायराणं सत्तविहे ॥ सुहुमसंपरायस्स मोहाउवज्जे छव्विहे ॥ उवसंतमोहाईणं तिण्हं सायस्स च्चिअ बंधाओ एगविहे ॥ अजोगिकेवली अबंधगे ॥

इइ आसवतत्तनिरूवणो नाम समयसारस्स
तइओ अज्झाओ ॥ ३ ॥

---

## હવે ત્રીજો આશ્રવ નામનો અધ્યાય કહે છે

શુભાશુભ કર્મને ગ્રહણ કરવાના કારણો તે આશ્રવ કહેવાય છે તેના બેતાળીશ ભેદ કહ્યા છે તે આ પ્રમાણે —પાચ ઇદ્રિયો, ચાર કષાય, પાચ અવ્રત, ત્રણ યોગ ને પચવીશ ક્રિયા-એમ ૪૨ ભેદ છે તેમા ઇદ્રિયો સ્પર્શેદ્રિય વિગેરે, કષાયો ક્રોધ વિગેરે, અવ્રતો હિસા વિગેરે, યોગ તે મન, વચન, કાયાનો વ્યાપાર અને પચવીશ ક્રિયા તે આ પ્રમાણે-૧ કાઇઆ, ૨ અહિ ગરણિઆ, ૩ પાઓસિઆ, ૪ પારિતાવણિઆ, ૫ પાણાઇ વાઈઆ, ૬ આરભિઆ, ૭ પરિગ્ગહિઆ, ૮ માયાવત્તિઆ, ૯ મિચ્છાદસણવત્તિઆ, ૧૦ અપચ્ચક્ખાણકિરિઆ, ૧૧ દિઠ્ઠિઆ, ૧૨ પુઠ્ઠિઆ, ૧૩ પાડુચ્ચિઆ, ૧૪ સામતોવણિયાઇઆ, ૧૫ નેસથ્થિઆ, ૧૬ સાહથ્થિઆ, ૧૭ આણવણિઆ, ૧૮ વેઆ રણિઆ, ૧૯ અણાભોગવત્તિઆ, ૨૦ અણવકખવત્તિઆ, ૨૧ પઓગકિરિઆ, ૨૨ સમુદાણકિરિઆ, ૨૩ પેજ્જવત્તિઆ, ૨૪ દોસવત્તિઆ ૨૫ ઇરિયાવહિઆ-એ રીતે સામાન્યે આશ્રવ કહ્યા.

ઉપર કહેલી પચીશ ક્રિયાના અર્થ નીચે પ્રમાણે —

૧ કાયિકી-કાયાને અયતનાએ પ્રવર્તાવતા જે ક્રિયા લાગે તે

૨ અધિકરણિકી-ઘટી અને ખડ્ગ આદિ અધિકરણે કરીને જીવોને હણવાથી જે ક્રિયા લાગે તે

૩ પ્રાદ્વેષિકી-જીવ અને અજીવ ઉપર દ્વેષ કરવાથી જે ક્રિયા લાગે તે

૪ પારિતાપનિકી-પોતાને અને પરને પરિતાપ ઉપજાવવાથી જે ક્રિયા લાગે તે

૫ પ્રાણાતિપાતિકી–એકેંદ્રિયાદિક જીવોને હુણવા હણાવવાથી જે ક્રિયા લાગે તે.

૬. આરંભિકી–ખેતી આદિક આરંભ કરવા કરાવવાથી જે ક્રિયા લાગે તે

૭. પારિગ્રાહિકી–ધનધાન્યાદિક પરિગ્રહ મેળવતાં અને તેના પર મૂર્ચ્છા રાખતાં જે ક્રિયા લાગે તે

૮. માયાપ્રત્યયિકી–કપટવડે અન્યને છેતરવાથી જે ક્રિયા લાગે તે.

૯ મિથ્યાદર્શનપ્રત્યયિકી–જિનવચનની અશ્રદ્ધા કરવાથી તથા વિપરીત પ્રરૂપણા કરવાથી જે ક્રિયા લાગે તે

૧૦. અપ્રત્યાખ્યાનિકી–અવિરતિએ કરી પ્રત્યાખ્યાન ન કરવાથી-ન તજવાથી સર્વ વસ્તુ સંબંધી જે ક્રિયા લાગે તે.

૧૧. દષ્ટિકી–કૌતુકે કરીને અશ્વ પ્રમુખને જોવાથી જે ક્રિયા લાગે તે

૧૨. સ્પૃષ્ટિકી ( પૃચ્છિકી )–રાગાદિવડે સ્ત્રી, પુરુષ અને સુકુમાળ વસ્તુને સ્પર્શ કરવાથી જે ક્રિયા લાગે તે. અથવા રાગાદિકવડે પૂછવાથી જે ક્રિયા લાગે તે.

૧૩. પ્રાતીત્યકી–બીજાને ઘેર હાથી, ઘોડા વિગેરે દેખી ઈર્ષ્યા કરવાથી જે ક્રિયા લાગે તે

૧૪. સામંતોપનિપાતિકી–પોતાના અશ્વ પ્રમુખને જોવા આવેલા લોકોને પ્રશંસા કરતાં સાંભળી હર્ષ ધારણ કરવાથી જે ક્રિયા લાગે તે. અથવા ઘી, તેલ વિગેરેના ભાજનો ઉઘાડા રાખવાથી જે ક્રિયા લાગે તે.

૧૫. નૈસૃષ્ટિકી–રાજાદિકના આદેશે યંત્રશસ્ત્રાદિક ઘડાવવાથી જે ક્રિયા લાગે તે.

૧૬ સ્વાહસ્તિકી–નોકરને કરવા યોગ્ય કાર્ય અભિમાનથી પોતાને હાથે કરવાથી ક્રિયા લાગે તે

૧૭ આનયનિકી અથવા આજ્ઞાપનિકી–કોઇની પાસે કાઇ વસ્તુ મગાવવાથી જે ક્રિયા લાગે તે અથવા જીવ અજીવને આજ્ઞા કરવાથી જે ક્રિયા લાગે તે

૧૮ વિદારણિકી–જીવ અજીવને વિદારણ કરવાથી જે ક્રિયા લાગે તે અથવા કોઇના અછતા દોષ પ્રગટ કરી તેની માનપૂજાનો નાશ કરવાથી જે ક્રિયા લાગે તે

૧૯ અનાભોગિકી–ઉપયોગ વિના શૂન્યપણાથી ઊઠતા, બેસતા કે ગમનાદિક કરતા જે ક્રિયા લાગે તે

૨૦ અનવકાંક્ષાપ્રત્યયિકી–આલોક પરલોક વિરુદ્ધ કાર્ય કરવાથી અથવા વીતરાગકથિત વિધિમા અનાદર કરવાથી જે ક્રિયા લાગે તે

૨૧ પ્રાયોગિકી–મન, વચન, કાયાના અશુભ વ્યાપારથી જે ક્રિયા લાગે તે

૨૨ સામુદાનિકી–કોઇપણ પાપકાર્ય એવી રીતે કરે કે જેથી આઠે કર્મનુ સમુદાયપણે ગ્રહણ થાય તે

૨૩ પ્રેમિકી–માયા તથા લોભવડે પરને પ્રેમ ઉપજાવવાથી જે ક્રિયા લાગે તે

૨૪ દ્વેષિકી–ક્રોધ અને માનથી એવા ગર્વિત વચન બોલે કે જેથી અન્યને દ્વેષ ઉત્પન્ન થાય તે

૨૫ ઇર્યાપથિકી–કેવળીને માત્ર કાયયોગવડે બે સમયનો બધ થાય છે તે

હવે વિશેષે જ્ઞાનાવરણીયાદિની નિશ્રાએ આશ્રવોને કહે છે:—

જ્ઞાન, દર્શનના વિષયમાં ( જ્ઞાન, દર્શન, જ્ઞાની અને દર્શની પ્રત્યે ) પ્રદ્વેષ, નિન્હવ ( અપલાપ ), મત્સર, અંતરાય, ( ભાત પાણી વગેરેનો ), આશાતના અને ઉપઘાત કરવો તે જ્ઞાનાવરણી ને દર્શનાવરણીના આશ્રવ જાણવા ( તેથી જ્ઞાનાવરણી અને દર્શનાવરણી કર્મ બંધાય છે ). દેવપૂજા, ગુરુભક્તિ, સરાગસંયમ, દેશ–સંયમ, પાત્રદાન, દયા, ક્ષમા, બાલતપ અને અકામ નિર્જરાથી સાતાવેદની બંધાય છે. દુઃખ, શોક, સંતાપ, આક્રન્દ, વધ, પરિદેવના ( અફ્સોસ ) વગેરે સ્વ, પર અને ઉભયને ઉત્પન્ન કરવાથી અસાતાવેદની બંધાય છે જિન ( સામાન્ય કેવળી ), શ્રુત, સંઘ, દેવ ( તીર્થંકર ) અને ધર્મ તેના અવર્ણવાદ બોલવાથી, ઉન્માર્ગની દેશના દેવાથી અને માર્ગનો નાશ કરવાથી દર્શનમોહનીય કર્મ બંધાય છે. કષાયના ઉદયથી થતા અશુભ તીવ્ર પરિણામથી ચારિત્રમોહનીય કર્મ બંધાય છે. પંચેંદ્રિયનો વધ, માંસાહાર, બહુ આરંભ ને બહુ પરિગ્રહથી નારકીનું આયુષ્ય બંધાય છે. આર્ત્તધ્યાન, સશલ્યપણું, ગૂઢ ચિત્ત વગેરેથી તિર્યંચનું આયુષ્ય બંધાય છે. અલ્પારંભપરિગ્રહ, માર્દવ, આર્જવ અને મધ્યમ પરિણામથી મનુષ્યનું આયુષ્ય બંધાય છે સરાગસંજમ, દેશસંજમ, અકામનિર્જરા, બાલતપ, કલ્યાણમિત્રનો સંયોગ અને સમ્યક્ત્વથી દેવગતિનું આયુષ્ય બંધાય છે. સરળત્વ, સંસારભીરુત્વ, સાધર્મિકની ભક્તિ અને ક્ષમા વગેરેથી શુભનામકર્મ બંધાય છે. તેથી વિપરીત વર્તનવડે અશુભનામકર્મ બંધાય છે. અરિહંતવાત્સલ્યાદિ ૨૦ સ્થાનકના સેવનથી તીર્થંકરનામકર્મ બંધાય છે. મદરહિતપણાથી, વિનીતપણાથી અને

ગુણવંતની પ્રશંસાથી ઉચ્ચગોત્ર બંધાય છે અને તેથી વિપરીત વર્તનવડે નીચગોત્ર બંધાય છે જિનપૂજાદિ ધર્મ કાર્યમાં વિઘ્ન કરવાથી અને હિંસાદિકથી અંતરાયકર્મ બંધાય છે આ પ્રમાણે દરેક કર્મના પ્રતિનિયત આશ્રવો છે, તે સ્થિતિબંધ અને અનુભાગબંધની અપેક્ષાએ સમજવા પ્રકૃતિબંધ અને પ્રદેશબંધની અપેક્ષાએ તો અવિશેષપણે–સામાન્યથી સઘળા કર્મના આશ્રવો થાય છે કારણ કે સિદ્ધાંતમાં અષ્ટવિધ, સપ્તવિધ, ષડ્‌વિધ અને એકવિધબંધ કહેલ છે પ્રતિનિયત (પ્રત્યેક) કર્મના બંધની હકીકત જુદી કહી નથી

તેમાં મિથ્યાદૃષ્ટિથી માંડીને અપ્રમત્ત ગુણઠાણા સુધીના જીવો (મિશ્રને વર્જીને) જ્યારે આયુષ્ય બાંધે ત્યારે અષ્ટવિધ બંધ કરે છે, અન્યથા સપ્તવિધબંધ કરે છે મિશ્ર, નિયટ્ટી બાદર ને અનિયટ્ટી બાદર ગુણઠાણાવાળા સપ્તવિધબંધ કરે છે સૂક્ષ્મસંપરાય ગુણઠાણે મોહનીય અને આયુકર્મને વર્જીને ષડ્‌વિધ કર્મબંધ હોય છે ઉપશાંતમોહાદિ ત્રણ (૧૧-૧૨-૧૩) ગુણઠાણે એકવિધ (સાતાવેદનીયનો જ) બંધ હોય છે અને અયોગીકેવળી અબંધક છે

इति आश्रवतत्त्वनिरुपण नामनो समयसार प्रकरणनो
तृतीय अध्याय सपूर्ण ॥



## चतुर्थोऽध्यायः ॥

मिच्छादंसणअविरइपमायकसायजोगेहिं बंधहेऊहिं जीवस्स कम्मपुग्गलाणं सिलेसे बंधे॥ से चउविहे पण्णत्ते, तंजहा—पगइबंधे १ ठिइबंधे २ अणुभागबंधे ३ पएसबंधे ४ अ ॥ तत्थ नाणावरणदंसणावरणवेयणिज्जमोहआउनामगोत्तंतरायाणं नाणच्छायणाई जे सहावे सा पगई ॥ ठिई कम्मदलिअस्स कालनिअमणं तंजहा—नाणदंसणावरणवेअणिज्जंतरायाणं उक्कोसा ठिई पत्तेअं तीसं सागरोवमकोडाकोडीओ, सत्तरी मोहस्स, वीसं नामगोआणं, आउस्स पुण तित्तीसं सागरोवमाणि ॥ जहन्ना ठिई वेअणीअस्स बारस मुहुत्ता, नामगोत्ताणं अट्ठ, सेसाणं अंतोमुहुत्तं॥ सुहासुहाणं सुरनरतिरिआउवज्जाणं सव्वाणं कम्मपयडीणं जिट्ठट्ठिई अइसंकिलेसेण बज्झइ, जहन्ना विसोहीएत्ति ॥ अणुभागे अणुभावे विवागे रसेत्ति एगट्ठा ॥ से असुहाणं पयडीणं निंब व्व असुहे, सुहाणं उच्छु व्व सुहे त्ति पयडीणं सुहासुहविभागे परूविज्जइ ॥

सायवेअणीअं १ । सुरनरतिरिआणं आउआइं ३ । उच्चगोअं १ । सत्तत्तीसं नामपयडीओ ३७, तंजहा—मणुआणं गई १, आणुपुव्वी अ २, देवाणं गई ३, आणुपुव्वी अ ४, पंचिंदिअजाई ५, ओरालिआईणि पंच सरीराणि १०, आइल्लाणं तिण्हं तिण्णि अंगोवंगाणि १३, पढमं संहणणं १४, पढमं संठाणं १५, सुहा वण्ण १६, गंध

१७ रस १८ फासा १९, सुहविहगगई २०, अगुरुलहु २१ पराघाय २२ ऊसासा २३ ऽऽयवु २४ उज्जोअ २५ निम्माण-२६ तित्थयराणि २७, तसदसग च ३७, एआओ सुहाओ चायालीस पुण्णपयडीउत्ति रूढाओ ॥

पच नाणावरणाणि ५, नव दसणावरणाणि ९, मिस्स सम्मत्ताण वधाभावाओ छव्वीसभेए मोह २६, पच अतरा याणि ५, एआओ पणयालीस ४५ घाइचउपयडीओ। असायवेअणीअ १। नेरइआउअ १। नीअगोअ १। चउतीस नामपयडीओ, तजहा-तिरिआण गई १, आणुपुव्वी अ २, नेरइआण गई ३, आणुपुव्वी अ ४, एगिंदिआईओ चउरो जाइओ ८, पढमवज्जाणि पच सहणणाणि १३, पच सठाणाणि अ १८, असुहा वण्णगधरसफासा २२, असुहविहगगई २३, उवघाय २४, थावरदसग च ३४। एव सयरेण असुहाओ बासीई पावपयडिउत्ति भण्णति ॥

निबुच्छुरसप्रहाण सहवे रस एगट्ठाणिए, से विअ दुतिचउ भागपमाणे कढिए एगभागावसेसेन दुट्ठाणिआईए होइ, एसा उवमा पयडिरसस्स भणिआ ॥ पव्वयभूमिवालुयाजलरेहातुल्लेहिं कसाएहिं असुहाण जहासख चउतिदुएगट्ठाणिए रस बज्झइ। सुहाण तु वालुयाजलरेहातुल्लेहिं चउट्ठाणिए भूमिरेहातुल्लेहिं तिट्ठाणिए, पव्वयरेहातुल्लेहिं दुट्ठाणिए, एगट्ठाणिए नत्थि ॥ चउ सम्मत्तपयत्तगयपुव्वअसदगुयणओहिमणनाणकसुअपरसुओ-

हिदंसणावरणरूवाओ सत्तरसपयडीओ इगदुतिचउट्ठाणिअरसाओ, सेसाओ सुहाओ असुहाओ अ दुतिचउट्ठाणिअरसाओ निद्दिट्ठाओ ॥ संकिलेसेणं असुहाणं पयडीणं तिव्वे रसे भवइ, विसोहीए मंदे । सुहाणं पुण विसोहीए तिव्वे, संकिलेसेणं मंदेत्ति ॥ पएसा कम्मवग्गणादलिअसरूवा ॥ इह खलु जीवे निअसव्वपएसेहिं अभव्वाणंतगुणपएसनिप्फन्ने सव्वजीवाणंतगुणरसच्छेओववेए एगपएसोगाढे अभव्वाणंतगुणे कम्मवग्गणाखंधे पइसमयं गिण्हेइ ॥ गिण्हित्ता तम्मज्झाओ थोवं दलिअं आउस्स, तओ विसेसाहिअं परोप्परं तुल्लं नामगोत्ताणं, तओ विसेसाहिअं परोप्परं तुल्लं नाणावरणदंसणावरणंतरायाणं, तओ विसेसाहियं मोहस्स, तओ विसेसाहिअं वेअणीअस्स विभएत्ता निअपएसेसु खीरनीरनाएणं अग्गिलोहपिंडनाएणं वा संबंधेइ ॥ एसा कम्मदलिअस्स अट्ठभागकप्पणा अट्ठविहबंधगेसु । सत्तविहाइबंधगेसु सत्तभागाइकप्पणा कायव्वा ॥ पयडिपएसबंधाणं जोगा हेऊ । ठिइअणुभागबंधाणं कसाया ॥ पुट्ठ १ बद्ध २ निधत्त ३ निकाइअ ४ भेअभिन्ने वा चउव्विहे बंधे ॥

इइ बंधतत्तनिरूवणो नाम समयसारस्स

चउत्थो अज्झाओ ॥ ४ ॥

---

## હવે બંધ નામનો ચોથો અધ્યાય કહે છે—

મિથ્યાદર્શન, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ—એ પાંચ મૂળબંધહેતુવડે જીવ અને કર્મપુદ્‌ગલનો જે સંબંધ તેને બંધ કહે છે તે બંધ ચાર પ્રકારે કહ્યો છે ૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગબંધ ને ૪ પ્રદેશબંધ તેમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહ, આયુ, નામ, ગોત્ર ને અંતરાય—એ નામના આઠ પ્રકારના કર્મોનો જ્ઞાનને આચ્છાદન કરવા વિગેરે જે સ્વભાવ તે પ્રકૃતિબંધ જાણવો

કર્મના દળનું કાળનિયમન તે સ્થિતિબંધ જાણવો તે આ પ્રમાણે—જ્ઞાનાવરણી, દર્શનાવરણી, વેદની ને અંતરાય એ ચાર કર્મની પ્રત્યેકની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોડાકોડ સાગરોપમની, મોહનીકર્મની સીત્તેર કોડાકોડ સાગરોપમની, નામ ને ગોત્ર કર્મની વીશ કોડાકોડ સાગરોપમની અને આયુકર્મની તેત્રીશ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી જઘન્યસ્થિતિ વેદનીયકર્મની બાર મુહૂર્ત્તની, નામ ને ગોત્રકર્મની આઠ મુહૂર્ત્તની અને બાકીના ૫ કર્મની અંતર્મુહૂર્ત્તની જાણવી દેવ, મનુષ્ય ને તિર્યંચના આયુ વિના બાકીની શુભાશુભ કર્મપ્રકૃતિઓની જ્યેષ્ઠ સ્થિતિ અત્યંત સંક્લેશે બંધાય છે અને જઘન્યસ્થિતિ અત્યંત વિશુદ્ધિએ બંધાય છે

અનુભાગ, અનુભાવ, વિપાક ને રસ એ એકાર્થ શબ્દો છે તે રસ અશુભ પ્રકૃતિનો લીંબડાના રસ જેવો ( કટુ ) અશુભ હોય છે શુભ પ્રકૃતિનો શેરડીના રસ જેવો શુભ ( મિષ્ટ ) હોય છે આ પ્રમાણે કર્મ પ્રકૃતિઓનો શુભાશુભ રસનો વિભાગ કર્યો છે

હવે બેતાળીશ શુભ પ્રકૃતિઓ જે પુણ્યપ્રકૃતિઓ કહે છે તેના નામ કહે છે—૧ સાતાવેદનીય, ૨-૩-૪ દેવ, મનુષ્ય ને તિર્યંચનું આયુ ૫ ઉચ્ચગોત્ર અને ૩૭ નામકર્મની પ્રકૃતિઓ

તે આ પ્રમાણે:—૧ મનુષ્યગતિ, ૨ મનુષ્યાનુપૂર્વી, ૩. દેવગતિ, ૪. દેવાનુપૂર્વી, ૫. પંચેંદ્રિય જાતિ, ૬ થી ૧૦. ઔદારિકાદિ પાંચે શરીર ( ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ ને કાર્મણ ) ૧૧–૧૩ પ્રથમનાં ત્રણ શરીરનાં અંગોપાંગ, ૧૪. પ્રથમ સંઘયણ ( વજ્રઋષભનારાચ ) ૧૫. પ્રથમ સંસ્થાન ( સમચતુરસ્ર ), ૧૬–૧૯ શુભ વર્ણ, ગંધ, રસ ને સ્પર્શ, ૨૦. શુભ વિહાયોગતિ, ૨૧. અગુરુલઘુ, ૨૨ પરાઘાત, ૨૩ ઉચ્છ્વાસ, ૨૪. આતપ, ૨૫. ઉદ્યોત, ૨૬ નિર્માણ અને ૨૭. તીર્થંકરનામકર્મ તથા ૨૮–૩૭ ત્રસાદિદશક ( ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય ને યશકીર્તિ ) આ ૩૭ મેળવતાં ૪૨

હવે અશુભ પ્રકૃતિ કે જે પાપપ્રકૃતિપણે ઓળખાય છે તે ૮૨ છે તેનાં નામ આ પ્રમાણે–પાંચ જ્ઞાનાવરણી, નવ દર્શનાવરણી, મિશ્રમોહની ને સમકિતમોહનીનો બંધ થતો ન હોવાથી મોહની કર્મની ૨૬, પાંચ અંતરાય–એ ૪૫ પ્રકૃતિઓ ચાર ઘાતીકર્મની અને ૧ અસાતાવેદની, ૧ નીચગોત્ર ૧ નારકીનું આયુ અને ૩૪ નામકર્મની એમ ૩૭ ચાર અઘાતીકર્મની કુલ ૮૨ સમજવી. નામકર્મની ૩૪ આ પ્રમાણે:—તિર્યંચ ગતિ ૧, તિર્યંચ આનુપૂર્વી ૨, નારકીની ગતિ ૩, નારકીની આનુપૂર્વી ૪, એકેંદ્રિયાદિ ચાર જાતિ ૮, પ્રથમ વર્જીને પાંચ સંઘયણ ૧૩, પહેલા વિનાના પાંચ સંસ્થાન ૧૮, અશુભ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ ૨૨, અશુભ વિહાયોગતિ ૨૩, ઉપઘાત ૨૪ અને સ્થાવરદશક ( સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અશુભ, દુર્ભગ, અસ્થિર, દુઃસ્વર, અનાદેય અને અયશકીર્તિ ) મળી ૩૪, એમ કુલ ૮૨.

હવે રસબંધની હકીકત કહે છે. નિંબ અને ઇક્ષુ વિગેરેનો સહજ રસ એકઠાણીઓ સમજવો અને તેનો બીજો, ત્રીજો અને ચોથો ભાગ કઢીને ઓછો કરવાથી જે ભાગ અવશેષ રહે તેને

બેઠાણીયા, ત્રણઠાણીયા અને ચઉઠાણીયા જાણવા સ્વાભાવિક રસ એકઠાણીયા હોય તેને કહીને અર્ધ રાખવા તે બેઠાણીયા, ત્રીજો ભાગ શેષ રહે તે ત્રણઠાણીયા અને ચાર ભાગમાથી ત્રણ ભાગ જતા બાકી એક ભાગ શેષ રહે તે ચાઠાણીયા સમજવા. જેમકે—શેર, બાશેર, ત્રશેર ને ૬ પૈમાભાર અને પાશેર

આ ઉપમા પ્રકૃતિના રસની જાણવી પર્વત, ભૂમિ, વાલુકા અને જળરેખા સમાન અશુભ કષાયવડે કરીને અનુક્રમે ચઉઠાણીયા, ત્રણઠાણીયા, બેઠાણીયા અને એકઠાણીયા રસ બધાય છે શુભ કર્મના વાલુકા અને જળરેખા સમાન કષાયવડે ચઉઠાણીયા, ભૂમિરેખા સમાન કષાયવડે ત્રણઠાણીયા અને પર્વતરેખા સમાન કષાયવડે બેઠાણીયા રસ બધાય છે શુભપ્રકૃતિના એકઠાણીયા રસ હોતા નથી

ચાર સંજ્વલન, પાચ અતરાય, પુરુષવેદ, મતિ, શ્રુત, અવધિ અને મન પર્યવ-જ્ઞાનાવરણ, ચક્ષુ, અચક્ષુ અને અવધિ દર્શનાવરણ એ સત્તર પ્રકૃતિના એક, બે, ત્રણ અને ચારઠાણીયા રસ હોય છે, અને બાકીની શુભ અને અશુભ પ્રકૃતિના બે, ત્રણ અને ચારઠાણીયા રસ કહ્યો છે સકલેશવડે અશુભ પ્રકૃતિના તીવ્ર રસ બધાય છે અને વિશુદ્ધિવડે મદરસ બધાય છે શુભ પ્રકૃતિના વિશુદ્ધિવડે તીવ્ર અને સકલેશવડે મદ રસ બધાય છે

પ્રદેશ એટલે કર્મવર્ગણાના દળિયા સમજવા. અહીંયા જીવ નિજ પોતાના સર્વ આત્મપ્રદેશવડે કરીને અભવ્યથી અનતગુણ પ્રદેશથી નિષ્પન્ન થયેલા અને સર્વ જીવથી અનત ગુણા રસાણુવાળા, આત્માના એક અભિન્ન પ્રદેશાવગાઢ એવા અભવ્યથી અનતગુણ કર્મવર્ગણાના સ્કધને પ્રતિસમયે ગ્રહણ કરે છે ગ્રહણ કરીને તેમાથી થોડા દળીયા આયુકર્મરૂપ અને તે કરતા વિશેષાધિક પરતુ પરસ્પર તુલ્ય પ્રદેશો નામ અને

ગોત્રકર્મરૂપે, તે કરતાં વિશેષાધિક પરંતુ પરસ્પર તુલ્ય જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયકર્મરૂપે, તે કરતાં વિશેષાધિક મોહનીય કર્મરૂપે અને તે કરતાં વિશેષાધિક વેદનીય કર્મરૂપે આપીને-વહેંચીને-પરિણમાવીને પોતાના આત્મપ્રદેશને વિષે ક્ષીરનીરના ન્યાયે અથવા અગ્નિ અને લોહપિંડના ન્યાયે સંબંધવાળા કરે છે. આ કર્મદલિકની આઠ ભાગની કલ્પના જ્યારે જીવ અષ્ટવિધ બંધક હોય ત્યારે સમજવી. સપ્તવિધ બંધક હોય ત્યારે સાત ભાગની કલ્પના કરવી. ( ચઉવિધ બંધક હોય ત્યારે ચાર ભાગની કલ્પના કરવી અને એકવિધ બંધક હોય ત્યારે જેટલી કર્મવર્ગણા ગ્રહણ કરે તે બધી સાતાવેદનીયરૂપે પરિણમે એમ સમજવું. )

પ્રકૃતિ અને પ્રદેશબંધના હેતુ યોગ છે, તથા સ્થિતિબંધ અને અનુભાગબંધના હેતુ કષાય છે, અર્થાત્ યોગવડે પ્રકૃતિ-બંધ અને પ્રદેશબંધ કરે છે તથા કષાયવડે સ્થિતિબંધ અને અનુભાગબંધ કરે છે

સ્પૃષ્ટ, બદ્ધ, નિધત્ત અને નિકાચિત એવા ચાર ભેદથી ચાર પ્રકારનો પણ બંધ કહ્યો છે. સાધારણપણે બાંધેલ કર્મ તે **સ્પૃષ્ટ**-મિચ્છાદુક્કડ આપવાથી છૂટી શકે તે. તેથી તીવ્ર અધ્યવસાયે બાંધેલ કર્મ તે **બદ્ધ**-પશ્ચાત્તાપ વિગેરે કરવાથી-આલોયણ લેવા વિગેરેથી છૂટે તે તેથી તીવ્રતર અધ્યવસાયે બાંધેલ કર્મ તે **નિધત્ત**-ગુરુએ કહ્યા પ્રમાણે તપસ્યા વિગેરે કરવાથી મહાપ્રયાસે છૂટે તે. અને પ્રાયે જે કર્મનો વિપાક મહાદુઃખરૂપ ભોગવવો જ પડે તે **નિકાચિત** કર્મ જાણવું. ( અન્યત્ર છૂટી સોય, દોરે બાંધેલી હોય, કાટ ખાઈને મળી ગયેલી સોય ને તપાવી ટીપીને લોહરૂપ કરી નાખેલી સોયનું દૃષ્ટાંત આપેલ છે. )

**इति बंधतत्त्वनिरूपण नामनो समयसारनो चोथो अध्याय संपूर्ण॥**

## पचमोऽध्याय'

आमनाण निरोहे सवरे पण्णत्ते॥ से अ समिइगुत्तिपरीसहजइधम्मभावणाचरित्तेहिं कम्मपुग्गलादाणसवरणाओ सत्तावन्नविह भवइ ॥ तत्थ इरियाईओ समिईओ पच॥ जोगनिग्गहरूवाओ गुत्तीओ तिण्णि ॥ खुहाइआ परीसहा बावीस ॥ खतिप्पमुहे दसविहे जइधम्मे ॥ अणिच्चयाइआओ दुवालस भावणाओ ॥ सामाइआइ पच चारित्ताइ ॥

इइ सवरतत्तनिरूवणो नाम समयसारस्स पचमो अज्झाओ ॥ ५ ॥

### હવે સવરતત્ત્વ નામનો પાચમો અધ્યાય કહે છે—

આશ્રવના નિરોધને સવર કહ્યો છે સમિતિ ૫, ગુપ્તિ ૩, પરિષહ ૨૨, યતિધર્મ ૧૦, ભાવના ૧૨ અને ચારિત્ર ૫ વડે કર્મપુદ્ગલોના ગ્રહણનો સવર (નિરોધ) થતો હોવાથી સવર તત્ત્વના ૫૭ ભેદ થાય છે તેમા ઇર્યાસમિતિ વિગેરે પાચ સમિતિ, ત્રણ યોગના નિગ્રહરૂપ ત્રણ ગુપ્તિ, ક્ષુધાદિક બાવીશ પરિષહ, ક્ષાતિ પ્રમુખ દશ પ્રકારનો યતિધર્મ, અનિત્યના વિગેરે બાર પ્રકારની ભાવના અને સામાયિકાદિ પાચ પ્રકારનુ ચારિત્ર એમ કુલ ૫૭ ભેદ સમજવા તેનું વર્ણન આ પ્રમાણે —

૧ ઇર્યાસમિતિ, ૨ ભાષાસમિતિ, ૩ એષણાસમિતિ, ૪ આદાનભડમત્તનિક્ષેપણાસમિતિ, ૫ પારિષ્ઠાપનિકાસમિતિ–એ પાચ સમિતિ ૧ મનગુપ્તિ, ૨ વચનગુપ્તિ, ને ૩ કાયગુપ્તિ–એ ત્રણ ગુપ્તિ ૧ ક્ષુધા, ૨ પિપાસા (તૃષા), ૩ શીત, ૪ ઉષ્ણ, ૫ દશ, ૬ અચેલ, ૭ અરતિ, ૮ સ્ત્રી, ૯ ચર્યા, ૧૦

નિષદ્યા, ૧૧. શય્યા, ૧૨. આક્રોશ, ૧૩. વધ, ૧૪. યાચના, ૧૫. અલાભ, ૧૬ રોગ, ૧૭. તૃણસ્પર્શ, ૧૮. મળ, ૧૯ સત્કાર, ૨૦. પ્રજ્ઞા, ૨૧. અજ્ઞાન, ૨૨. સમકિત-આ બાવીશ પરિષહ દશ પ્રકારનો યતિધર્મ-ક્ષમા, આર્જવ, માર્દવ, મુક્તિ ( નિર્લોભતા ), તપ, સંયમ, સત્ય, શૌચ (અદત્તત્યાગ), અકિંચન ને બ્રહ્મચર્ય. બાર ભાવના આ પ્રમાણે-૧. અનિત્ય, ૨ અશરણ, ૩. સંસાર, ૪. એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આશ્રવ, ૮. સંવર, ૯. નિર્જરા, ૧૦ લોકસ્વભાવ, ૧૧ બોધિદુર્લભ અને ૧૨ ધર્મભાવના. પાંચ પ્રકારના ચારિત્ર-૧. સામાયિક, ૨ છેદોપ-સ્થાપનીય, ૩. પરિહારવિશુદ્ધિ, ૪. સૂક્ષ્મસંપરાય ને ૫, યથા-ખ્યાત એમ ૫-૩-૨૨-૧૦-૧૨-૫ કુલ ૫૭ ભેદ સંવરના જાણવા.

इति संवरतत्त्वनिरूपण नामनो समयसारनो पांचमो अध्याय संपूर्ण ॥



## षष्ठोऽध्यायः

अणुभूअरसाणं कम्मपुग्गलाणं परिसडणं निज्जरा ॥ सा दुविहा पण्णत्ता, सकामा अकामा य ॥ तत्थ अकामा सव्व-जीवाणं ॥ तथाहि-एगिंदिआइआ तिरिआ जहासंभवं छेअ-भेयसीउण्हत्रासजलग्गिछुहापिवासाकसंकुसाईहिं, नारगा तिवि-हाए वेअणाए, मणुआ छुहापिवासावाहिदालिद्दचारगनिरो-हाइणा, देवा पराभिओगकिब्बिसिअत्ताइणा असायवेअणीअं कम्ममणुभविउं परिसाडिंति त्ति तेसिं अकामनिज्जरा ॥ सकाम-निज्जरा पुण निज्जराहिलासीणं अणसण १ ओमोअरिआ २

भिक्खायरिआ ३ रसच्चाय ४ कायकिलेस ५ पडिसलीणया ६ भेअ छविह बाहिर, पायच्छित्त १ विणय २ वेआवच्चे ३ सज्झाय ४ झाण ५ विउस्सग्ग ६ भेअ छविहमब्भतर च तव तत्तंताण ॥

॥ इइ निज्जरातत्तनिरूवणो नाम समयसारस्स छट्ठो अज्झाओ ।६।

હવે નિર્જરાતત્ત્વ નામનો છઠ્ઠો અધ્યાય કહે છે:—

અનુભૂત રસવાળા ( જેનુ ફળ ભોગવાઇ ગયુ છે એવા ) કર્મપુદ્ગલોનુ જે પરિશાટન ( આત્માથી છૂટા પડવુ ) તેને નિર્જરા કહી છે તેના [1]સકામા અને [2]અકામા એમ બે પ્રકાર કહ્યા છે અકામ નિર્જરા સર્વ જીવોને હોય છે તે આ પ્રમાણે— એકેન્દ્રિયાદિક તિર્યંચોને યથાસભવ છેદન, ભેદન, શીત, ઉષ્ણ, વર્ષા, જળ, અગ્નિ, ક્ષુધા, તૃષા, કશ ( ચાબુક ) અને અકુશ ઇત્યાદિ વડે, નારકીને ત્રણ પ્રકારની ( ક્ષેત્ર સબધી, પરમાધામી સબધી અને અન્યોન્યકૃત એવી ) વેદનાવડે, મનુષ્યને ક્ષુધા, પિપાસા, વ્યાધિ, દારિદ્ર અને ચારકનિરોધ ( કેદખાનામા પડવુ ) વિગેરેથી અને દેવોને પરની સેવા અને કિલ્બિષિકતા વિગેરેથી અસાતાવેદની કર્મ અનુભવાય છે, અને તેથી તેનો ( કર્મનો ) પરિશાટ થાય છે, તેને અકામનિર્જરા સમજવી

સકામનિર્જરા નિર્જરાના અભિલાષી જીવોને અનશન ૧, ઊનોદરી ૨, [3]ભિક્ષાચર્યા ૩, રસત્યાગ ૪, કાયક્લેશ ૫ અને

---

૧ ઇચ્છાપૂર્વક આ પ્રમાણે તપવડે જે થાય તે સકામ નિર્જરા
૨ ઇચ્છા વગર કષ્ટાદિ સહન કરવાવડે જે થાય તે અકામ નિર્જરા ।
૩ અન્યત્ર આને વૃત્તિસક્ષેપ તપ કહ્યો છે

પ્રતિસંલીનતા ૬—એમ છ પ્રકારના બાહ્ય તથા પ્રાયશ્ચિત્ત ૧, વિનય ૨. વૈયાવૃત્ય ૩. સ્વાધ્યાય ૪, ધ્યાન ૫ અને કાયો-ત્સર્ગ ૬—એમ છ પ્રકારના અભ્યંતર કુલ બાર પ્રકારનો તપ તપવાવડે થાય છે. તે તપોનું વર્ણન નીચે પ્રમાણે છે—

ઉપવાસ. છઠ્ઠ. અઠ્ઠમાદિ તપ કરવો તે અનશન ૧, આહાર કરતા ઓછું ખાવું તે ઉનોદરી ૨. સર્વ વસ્તુનો સંક્ષેપ કરવો, ઓછી વાપરવી, ચૌદ નિયમ ધારવા તે વૃત્તિસંક્ષેપ ૩, છ વિગ-યમાંથી એક, બે કે તેથી વધારે વિગયનો દરરોજ ત્યાગ કરવો તે રસત્યાગ ૪. લોચ કરાવવો, ઉઘાડે પગે ચાલવું વિગેરે કાયાને કષ્ટ આપવુ તે કાયક્લેશ ૫ અને અંગોપાંગને જેમ બને તેમ સંકોચીને રાખવા તે સંલીનતા ૬—આ છ પ્રકારનો બાહ્ય તપ સમજવો.

કોઈ પણ પ્રકારનો નાનો યા મોટો દોષ લાગ્યો હોય તેનું પ્રાય-શ્ચિત્ત ગુરુ પાસે લેવું તે પ્રાયશ્ચિત્ત તપ ૧, જ્ઞાન, દર્શન, ચારિત્રનો ને ઉપચારથી ગુરુ આદિનો વિનય કરવો તે વિનય તપ ૨, આચાર્ય, ઉપાધ્યાય વિગેરેની વૈયાવચ્ચ કરવી—સેવાભક્તિ કરવી તે વૈયાવચ્ચ તપ ૩, વાચના, પૃચ્છના, પરાવર્તના. અનુપ્રેક્ષા ને ધર્મકથા—એ પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરવો તે સ્વાધ્યાય તપ ૪, શુભ ધ્યાન ધ્યાવું તે ધ્યાન તપ ૫ અને કર્મક્ષય નિમિત્તે દશ, વીશ વિગેરે લોગસ્સનો કાયોત્સર્ગ કરવો તે કાયોત્સર્ગ તપ ૬—આ છ પ્રકારનો અભ્યંતર તપ—કુલ બાર પ્રકારનો તપ કરવાવડે સકામ નિર્જરા થાય છે. નિકાચિત કર્મ પણ તપવડે ખપી જાય છે.

ઇતિ નિર્જરાતત્ત્વનિરૂપણ નામનો સમયસારપ્રકરણનો
છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ ॥

## सप्तमोऽध्याय

चाउचउक्कखएण उप्पन्नकेवलनाणदंसणस्स कम्मिणक म्मक्खए मोक्खे पण्णत्ते ॥ खीणकम्माणो अ गउरवाभावाओ नाहो गच्छंति ॥ जोगपओगाभावाओ न तिरिअं गच्छंति ॥ निस्संगत्ताओ गयलेवालाउफलं व, बंधच्छेदाओ एरंडफलं व, पुव्वपओगाओ धणुविमुक्कउसु व्व, तहागइपरिणामाओ धूमं व्व उड्ढं गच्छंति ॥ लोगंते अ चिट्ठंति ॥ धम्मत्थिकायाभावेण न परओ गई ॥ तत्थ य सासयं निरुवमं महाबज्जं सुक्खं अणुहवंति ॥ सुरासुरनराणं सव्वद्धापिंडिआइ सोक्खाइ अणंताणंतभागे न भवंति ॥ ते अ सिद्धा संतपयपरूवणाईहिं नवहिं अणुओगदारेहिं परूविअव्वा ॥

॥ इअ मोक्खतत्तनिरूवणो नाम समयसारस्स सत्तमो अज्झाओ ।७।

### हवे मोक्षतत्त्व नामनो सातमो अध्याय कहे छे'—

चार घातिकर्मना क्षयवडे करीने उत्पन्न थयुं छे केवळज्ञान अने केवळदर्शन जेने एवा जीवोने सर्व कर्मना क्षयथी जे प्राप्त थाय तेने मोक्ष कहे छे सघळा कर्मोनो नाश थवाथी गौरवनो अभाव थवाने लीधे ते जीवो नीचे जता नथी अने योगप्रयोगनो अभाव थवाथी तिर्च्छा जता नथी, पण गतलेप वाळा अलाबु( तुंबडा )नी जेम निःसंगपणाथी, एरंडफळनी जेम बंधनो छेद थवाथी, धनुषथी छूटेला बाणनी जेम पूर्व प्रयोगथी अने धूम्रनी जेम तथाप्रकारना गतिपरिणामथी ऊर्ध्वगमन करे छे अने लोकांते जइने रहे छे अलोकमां धर्मास्तिकायनो अभाव होवाथी आगळ गति थती नथी त्यां शाश्वत, निरुपम अने स्वा-

ભાવિક સુખ અનુભવે છે. સુર, અસુર અને મનુષ્યોના સર્વકાળના સુખને એકત્ર કરીએ તો પણ સિદ્ધના સુખને અનંતમે ભાગે પણ થતું નથી, તે સિદ્ધોની સંતપદ પ્રરૂપણાદિ નવ અનુયોગદ્વારવડે કરીને પ્રરૂપણા કરવી તે નવ દ્વારનું સ્વરૂપ આ પ્રમાણે—

૧ સત્પદપ્રરૂપણા, ૨. દ્રવ્યપ્રમાણ, ૩. ક્ષેત્ર, ૪. સ્પર્શના, ૫ કાળ, ૬. અંતર, ૭. ભાગ, ૮ ભાવ ને ૯ અલ્પબહુત્વ.

૧. પ્રથમ સત્પદદ્વારનો વિચાર કરતાં મોક્ષપદ છતુ છે, વિદ્યમાન છે, અછતુ કે કાલ્પનિક નથી. ૨ દ્રવ્યપ્રમાણનો વિચાર કરતા સિદ્ધના જીવો અનંતા છે. ૩. ક્ષેત્ર સંબંધી વિચાર કરતાં એક સિદ્ધની તેમજ સર્વ સિદ્ધોની અવગાહના લોકના અસંખ્યાતમા ભાગના ક્ષેત્રની છે. ૪ સ્પર્શના અવગાહના કરતા અધિક છે, કારણ કે સિદ્ધ સર્વ બાજુના આકાશપ્રદેશને ફરસીને રહેલા છે. ૫ કાળ એટલે સ્થિતિ. એક સિદ્ધ આશ્રયી સાદિઅનંત છે અને સર્વ સિદ્ધ આશ્રયી અનાદિઅનંત છે. ૬. અંતર છે જ નહી એટલે કે એક વાર સિદ્ધ થયા પછી ફરીને તેને સંસારમાં આવીને સિદ્ધ થવાનું જ નથી તેથી અંતર નથી. ૭. ભાગનો વિચાર કરતાં સર્વ જીવોના અનંતમે ભાગે છે. ૮ ભાવ ક્ષાયિક ને પારિણામિક બે છે, ક્ષાયિક ભાવે જ્ઞાન દર્શનાદિ છે અને પારિણામિક ભાવે જીવત્વ છે. ૯ અલ્પબહુત્વનો વિચાર કરતાં ત્રણ વેદ આશ્રી સર્વથી થોડા નપુસંકલિંગે સિદ્ધ થયા છે ને તેથી સંખ્યાતગુણા સ્ત્રીલિંગે સિદ્ધ થયા છે ને તેથી સંખ્યાતગુણા પુરુષલિંગે સિદ્ધ થયા છે. આ પ્રમાણે નવ દ્વાર સમજવા

## એક સમયે ઉત્કૃષ્ટ કેટલા સિદ્ધે ? તેની સંખ્યા

| | | | |
|---|---|---|---|
| ૧-૨-૩ નરકના નીકળ્યા | ૧૦-૧૦ | પૃથ્વીકાય-અપકાયના નીકળ્યા | ૪-૪ |
| ચોથી નરકના નીકળ્યા | ૪ | વનસ્પતિકાયના નીકળ્યા | ૬ |

ગર્ભજ તિર્યંચ પંચેંદ્રિયના
સ્ત્રી કે પુરુષ જાતિના નીકળ્યા ૧૦–૧૦
મનુષ્ય પુરુષના નીકળ્યા ૧૦
મનુષ્ય સ્ત્રીના નીકળ્યા ૨૦
ભવનપતિ દેવના નીકળ્યા ૧૦
ભવનપતિ દેવીના નીકળ્યા ૫
વ્યંતરદેવના નીકળ્યા ૧૦
વ્યંતરદેવીના નીકળ્યા ૫
જ્યોતિષી દેવના નીકળ્યા ૧૦
જ્યોતિષી દેવીના નીકળ્યા ૨૦
વૈમાનિક દેવના નીકળ્યા ૧૦૮
વૈમાનિક દેવીના નીકળ્યા ૨૦
અહીં નીકળ્યા એટલે તેમાથી
નીકળીને મનુષ્ય થયેલા સમજવા
સ્વલિંગે (મુનિવેષે) ૧૦૮
અન્યલિંગે ૧૦
ગૃહીલિંગે ૪
સ્ત્રીલિંગે ૨૦
પુરુષલિંગે ૧૦૮
નપુંસકલિંગે ૧૦
ઊર્ધ્વલોકમા ૪
અધોલોકમા ( કુબડી વિજય-
ઠોનાથી ) ૨૦
તિર્યગ્લોકમા ૧૦૮
ઉત્કૃષ્ટ અવગાહનાવાળા ૨

જઘન્ય અવગાહનાવાળા ૪
મધ્યમ અવગાહનાવાળા ૧૦૮
સમુદ્રમા ૨
નદી પ્રમુખ જળમા ૩
તીર્થ પ્રવર્ત્યા પછી ૧૦૮
અતીર્થમા(તીર્થપ્રવર્ત્યાઅગાઉ)૧૦
તીર્થંકર ૨૦
અતીર્થંકર ૧૦૮
સ્વયંબુદ્ધ ૪
પ્રત્યેકબુદ્ધ ૧૦
બુદ્ધબોધિત ૧૦૮
એક સિદ્ધ એક સમયે ૧
અનેક સિદ્ધ એક સમયે ૧૦૮
દરેક વિજયમાથી ૨૦–૨૦
ભદ્રશાળ નંદન ને સોમનસ
વનમાથી ૪–૪
પાંડુક વનમાથી ૨
અકર્મભૂમિ દરેકમાથી—અપ
હરણ કરી આવેલા તે ૧૦
કર્મભૂમિ દરેકમાથી ૧૦૮
૧-૨-૫-૬ આરામા અપહરણથી ૧૦
ત્રીજા ચોથા આરામા ૧૦૮
ઉત્સર્પિણી અવસર્પિણીમા ૧૦૮
નોઉત્સર્પિણી નોઅવસર્પિણીમા
( મહાવિદેહમા ) ૧૦૮

**इति मोक्षतत्वनिरूपण नामनो समयसारप्रकरणनो**
**सातमो अध्याय सपूर्ण ॥**

## अष्टमोऽध्यायः ॥

एआणि सत्त तत्ताणि बंधंतब्भूआणं पुण्णपावाणं विभिन्नत्तविवक्खाए नवावि भण्णंति ॥ संखेवेणं वित्थरेण वा तेसिं अवबोहे सम्मन्नाणं ॥ तं च आभिणिबोहिअ १ सुअ २ ओहि ३ मणपज्जव ४ केवलनाण ५–भेएहिं पंचहा नायव्वं ॥ तेसिं चिअ तत्ताणं सद्दहणं सम्मदंसणं नाणस्स हेऊ ॥ तं च कस्सइ कम्मोवसमाईहिं गुरूवएसाइनिरवेक्खयारूवेणं निसग्गेणं उप्पज्जइ । कस्सइ कम्मोवसमाइसब्भावे गुरूवएसजिणपडिमादंसणाइबाहिरउवट्ठंभरूवेणं अहिगमेणं ॥ तस्स य सम्मदंसणस्स तिण्णि भेआ पण्णत्ता, तंजहा–उवसमिअं १ खओवसमियं २ खइअं ३ च ॥ तत्थ उवसमिअं उवसमसेढीए अणंताणुबंधिकसायाणं मिच्छत्तमीससम्मत्तलक्खणस्स दंसणतिगस्स य उवसमे भवइ ॥ अहवा जे अणाइमिच्छद्दिट्ठी जीवे अहापवत्तकरणेणं अज्झवसायविसेसेणं पलिओवमासंखिज्जभागहीणसागरोवमकोडाकोडिठिइआणि सत्त कम्माइं काउं अपुव्वकरणेणं विभिन्नदुब्भेअगंठी अनिअट्टिकरणेणं अंतोमुहुत्तकालमाणं वेअणिज्जमिच्छत्तमोहणीअदलिआऽभावरूवं अंतरकरणं करेइ, तम्मि अ कए मिच्छत्तमोहणीअस्स ठिइदुगं हवइ–पढमा वेइज्जमाणा ठिई अंतोमुहुत्तपमाणा, दुइआ अंतरकरणाओ उवरिं सेसा ठिइ त्ति । अंतोमुहुत्तेण य पढमठिइए वेइआए अंतरकरणस्स पढमे च्चिअ समए मिच्छत्तदलिओदयाऽभावाओ तस्स जीवस्स उवसमिअं सम्मत्तं संपज्जइ । उवलिअसम्मत्तमीसपुंजस्स

या मिच्छदिट्ठिस्स ॥ एवं च लद्धेण उवसमिअसम्मत्तेण ओसह-विसेसकप्पेण मयणकोद्दवकप्प मिच्छत्तमोहणीअं निमोहिज्जमाणं तिहा भवइ, तजहा-सुद्ध १ अद्धविसुद्ध २ अविसुद्ध ३ च। एए अ सुद्धाइआ पुंजा तत्तसद्दहणउदासीणत्तविवरीअसद्दहणजणणाओ जहाक्कम सम्मत्त १ मीस २ मिच्छत्त ३ रूवा भण्णंति। जया ण सुद्धे पुंजे उदेइ तया खओवसमिअं सम्मत्त भण्णइ ॥ उइण्णस्स मिच्छत्तस्स खयाओ अणुइण्णस्स उवसमाओ ॥ इह च मिच्छत्तमीसपुंजे सुद्धपुंजे च पडुच्च निक्खमिओदयत्त अवर्णीय मिच्छत्तसहावत्त च उवसमे दट्ठव्वे ॥ खइअ पुण खीणाणताणुबधिकसायस्स पुजतिगे खीणे हवइ ॥ खाइअस्स आरभगा सखिज्जवासाउआ मणुआ च्चिअ नायव्वा ॥ एअं च तिविहंपि सम्मत्त वेमाणिएसु आइमनरयपुढवीतिगे सखिज्जासखिज्जा उमणुएसु असखिज्जाउतिरिएसु च लब्भइ ॥ सेसदेवनारएसु सखिज्जाउसन्निपर्णिदितिरिएसु च उवसमिअखओवसमिआइं ॥ एगदुतिचउरिंदिआण असन्निपचिंदिआण च एएसिं तिण्ह मज्झाओ एगंपि नत्थि ॥

॥ इइ सम्मणाणदसणपरूवणा नाम समयसारस्स अट्ठमो अज्झाओ ॥

## હવે સમ્યગ્જ્ઞાનદર્શનની પ્રરૂપણા નામનો આઠમો અધ્યાય કહે છે —

આ પ્રમાણે સાત તત્ત્વો છે, તેમાં જ ઇના અંતર્ભૂત ગણેલા પુણ્ય પાપને લે ભુદા ગણવાના આવે તો નવ તત્ત્વ થાય છે, સંક્ષેપે અથવા વિસ્તારે તે તત્ત્વોનો જે અવબોધ તે સમ્યગ્જ્ઞાન

કહેવાય છે. તે જ્ઞાન આભિનિબોધિક ૧, શ્રુત ૨. અવધિ ૩, મનઃપર્યવ ૪ અને કેવળજ્ઞાન ૫ રૂપ ભેદે કરીને પાંચ પ્રકારનું જાણવું તે તત્ત્વોની જે સદ્દહણા તે સમ્યગ્દર્શન કહેવાય છે. તે સમ્યગ્દર્શન સમ્યગ્ જ્ઞાનનો હેતુ છે. તે દર્શન ( સમકિત ) કોઇ જીવને કર્મના ઉપશમાદિકવડે ગુરુના ઉપદેશાદિકના નિરપેક્ષપણે નિસર્ગે ( સ્વભાવે ) ઉપજે છે, અને કોઇક જીવને કર્મના ઉપશમાદિકનો સદ્ભાવ સતે ગુરૂપદેશ, જિનપ્રતિમાના દર્શનાદિક બાહ્ય ઉપષ્ટભરૂપ અધિગમવડે થાય છે તે સમ્યગ્-દર્શનના ત્રણ ભેદ કહ્યા છે તે આ પ્રમાણે—ઔપશમિક. ક્ષાયોપશમિક અને ક્ષાયિક. તેમાં ઉપશમશ્રેણીમાં ઉપશમસમકિત અનંતાનુબંધી ચાર કષાયોના અને મિથ્યાત્વ, મિશ્ર તથા સમકિત મોહનીરૂપ ત્રણ દર્શનમોહનીના—કુલ ૭ પ્રકૃતિના ઉપશમવડે થાય છે અથવા જે અનાદિ મિથ્યાદષ્ટિ જીવ યથાપ્રવૃત્તકરણરૂપ અધ્યવસાયવિશેષે કરીને પલ્યોપમના અસંખ્યાતમા ભાગે હીન કોડાકોડિ સાગરોપમ પ્રમાણ સાત કર્મની સ્થિતિ કરીને અપૂર્વકરણવડે દુર્ભેદ ગ્રંથિ ભેદીને અનિવૃત્તિકરણવડે અંત-ર્મુહૂર્ત્ત કાળમા વેદવા યોગ્ય મિથ્યાત્વમોહનીય દલિકના અભાવરૂપ અંતરકરણ કરે છે. તે જ્યારે કરે ત્યારે મિથ્યાત્વ-મોહનીય કર્મની સ્થિતિ બે પ્રકારની થાય છે તેમાં પહેલી, વેદાતી એવી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ નાની સ્થિતિ અને બીજી અંતરકરણની ઉપરની મોટી સ્થિતિ. હવે અતર્મુહૂર્ત્ત પ્રમાણ પહેલી સ્થિતિને વેદીને અતરકરણના પહેલે જ સમયે મિથ્યા-ત્વદલિકના ઉદયનો અભાવ થવાથી તે જીવને ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે અથવા ઉદ્વલિત કરેલ છે સમ્યક્ત્વ અને મિશ્રના પુંજ જેણે એવા મિથ્યાદષ્ટિને પણ પ્રાપ્ત થાય

છે એ પ્રમાણે પ્રાપ્ત થયેલા ઔષધ વિશેષ સદશ ઉપશમ સમ્યક્ત્વવડે મદનકોદ્રવ સદશ મિથ્યાત્વમોહનીયના દળીયાને વિશુદ્ધ કરતા તે દળીયા ત્રણ પ્રકારના થાય છે તે આ પ્રમાણે- શુદ્ધ, અર્ધવિશુદ્ધ અને અવિશુદ્ધ તે શુદ્ધાદિક પુજ તત્ત્વ સદ્દહણા, ઉદાસીનતા અને વિપરીત સદ્દહણાને ઉત્પન્ન કરે તેવા હોવાથી અનુક્રમે સમકિત, મિશ્ર અને મિથ્યાત્વરૂપ કહેવાય છે[1]

જ્યારે તે ત્રણ પુજમાથી શુદ્ધપુજ ઉદયમા આવે છે ત્યારે ક્ષાયોપશમિક સમકિત કહેવાય છે, તેમા ઉદીર્ણ મિથ્યાત્વનો ક્ષય અને અનુદીર્ણનો ઉપશમ હોય છે અહીં ( ક્ષયોપશમ સમકિતમા ) મિથ્યાત્વ અને મિશ્રપુજના ઉદયને રોકી દેવારૂપ અને શુદ્ધપુજમાથી મિથ્યાત્વસ્વભાવને દૂર કરી દેવારૂપ ઉપશમ જાણવો

ચાર અનતાનુબધી કષાય અને ત્રણ પુજનો ક્ષય કરવાથી ક્ષાયિક સમકિત પ્રાપ્ત થાય છે તેના આરભક સખ્યાતા વર્ષના આયુષ્યવાળા મનુષ્યો જાણવા ત્રણે પ્રકારના સમ્યક્ત્વ વૈમાનિકમા, પહેલી ત્રણ નરકપૃથ્વીમા, સખ્યાતા અસખ્યાતા આયુષ્યવાળા મનુષ્યમા અને અસખ્યાતા આયુષ્યવાળા તિર્યચમા લાભે છે અને બાકીના દેવોમા, બાકીની નારકીમા અને સખ્યાતા આયુષ્યવાળા સજ્ઞીપચેદ્રિય તિર્યચમા ઔપશમિક અને ક્ષાયોપશમિક એ બે સમકિત હોય છે (એટલે તેમા ક્ષાયિક સમકિત હોતુ નથી) એકેદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિદ્રિય અને અસજ્ઞીપચેદ્રિય જીવો તે ત્રણેમાથી એક પણ સમકિત પ્રાપ્ત કરી શકતા નથી

ઇતિ સમ્યગ્દર્શનજ્ઞાનપ્રરૂપણા નામનો સમયસાર પ્રકરણનો આઠમો અધ્યાય સપૂર્ણ ॥



---

[1] શુદ્ધ પુજ તત્ત્વશ્રદ્ધા ઉત્પન્ન કરે છે અર્ધશુદ્ધ પુજ ઉદાસીન ગણે છે અને અશુદ્ધ પુજ વિપરીત શ્રદ્ધા ઉત્પન્ન કરે છે

## नवमोऽध्यायः

सावज्जजोगविरई सम्मंचारित्तं पण्णत्तं ॥ तं च दुविहं, तंजहा–सवओ देसओ अ ॥ तत्थ सवओ भरहेरावयपढमंतिमतित्थयराणं पंच महव्वयाइं । मज्झिमतित्थयराणं महाविदेहतित्थयराणं च परिग्गहविरईए मेहुणविरई सिद्ध त्ति चत्तारि ॥ तस्स य चरणस्स पंच समिईओ तिण्णि गुत्तीओ मायाओ ॥ एआहिंतो चरणस्स जणणपालणविसोहणभावाओ ॥ भेआ पुण सामाइअ १ छेओवट्ठावण २ परिहारविसुद्धिअ ३ सुहुमसंपराय ४ अहक्खाय ५ नामाणो पंच दट्ठवा ॥ दुइअतइआ भेआ भरहेरावयपढमंतिमतित्थयरतित्थेसु च्चिअ भवंति ॥ एअं सवचरणं अणगारीणं ॥ एअंमि असमत्थाणं अगारीणं देसचरणं ॥ तत्थ य पंच अणुवयाणि, तिण्णि गुणवयाणि, चतारि सिक्खावयाणि । सवग्गेणं दुवालस वयाणि ॥ दुविहतिविह १, दुविहदुविह २, दुविहएगविह ३, एगविहतिविह ४, एगविहदुविह ५, एगविहएगविह ६ लक्खणा एक्केक्कवए छब्भंगा । दुगतिगाइसंजोगे पडुच्च अवरावरवयछब्भंगसंवेहेणं जहुत्तरं छग्गुणा ॥ उड्ढुं एगुत्तरएगाई ठविअ उवरि उवरि खिव । पुण पुण अंतेक्कपयं, मुंचंतो हुंति संजोगा ॥ १ ॥ इअगाहाभणिअकरणलद्धाए वयाणं एक्कगदुगाइसंजोगसंखाए गुणिएसु अ तेसु देसचरणस्स भंगसंखा हवइ ॥ एएसिं भंगाणं पडिवन्नुत्तरगुणअविरयसम्मदिट्ठिलक्खणभंगदुगसहियाणं संखागाहा, जहा–तेरहकोडिस-

याइ, चउरासी कोडि बारस य लक्खा। सत्तासीइसहस्सा, दुन्नि सया दोहिं अब्भहिआ ॥ १ ॥ १२८४१२८७२०२ ॥ सम्मत्तलाभकम्मट्ठिइए पलिओवमपुहत्ते खविए देसचरण लहंति। तओऽवि सखिज्जसागरेसु खविएसु सव्वचरण ॥

॥ इइ सम्मचरणपरूवणो नाम समयसारस्स नवमो अज्झाओ ॥९॥

## હવે સમ્યક્ ચારિત્રનિરૂપણરૂપ નવમો અધ્યાય કહે છે

સાવદ્યયોગની વિરતિને સમ્યક્ચારિત્ર કહ્યુ છે તેના બે પ્રકાર છે સર્વથી અને દેશથી તેમા સર્વથા ભરત અને ઐરવત ક્ષેત્રમા પહેલા અને છેલ્લા તીર્થંકરના વારામા પાચ મહાવ્રતરૂપ ચારિત્ર હોય છે અને મધ્યમના બાવીશ તીર્થંકરના વારે તથા મહા વિદેહ ક્ષેત્રમા સર્વ તીર્થંકરોના વારે પરિગ્રહની વિરતિમા મૈથુનવિરતિનો સમાવેશ કરવાથી ચાર મહાવ્રતરૂપ ચારિત્ર હોય છે તે ચારિત્રની પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ માતાઓ છે, કેમકે તેનાથી ચારિત્રનુ જનન, ચારિત્રનુ પાલન અને ચારિત્રની વિશુદ્ધિ થાય છે તે ચારિત્રના સામાયિક ૧, છેદો પસ્થાપન ૨, પરિહારવિશુદ્ધિ ૩, સૂક્ષ્મસપરાય ૪ અને યથાખ્યાત ૫ નામના પાચ ભેદો છે તેમાથી બીજો અને ત્રીજો ભેદ[1] ભરત અને ઐરાવત ક્ષેત્રમા પહેલા અને છેલ્લા તીર્થંકરને સમયે જ હોય છે આ સર્વથા ચારિત્ર અનગારી મુનિઓને હોય છે સર્વથા ચારિત્ર પાળવાને અસમર્થ એવા અગારીને એટલે ગૃહસ્થને દેશચારિત્ર હોય છે તેમા પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ સર્વ મળીને બાર વ્રત હોય છે

---

[1] છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિ

૧. દ્વિવિધ ત્રિવિધ—વચન ને કાયાવડે કરવું નહીં, કરાવવું નહીં ને અનુમોદવું નહીં. ૨. દ્વિવિધ દ્વિવિધ—વચન ને કાયાવડે કરવું નહીં ને કરાવવું નહી ૩. દ્વિવિધ એકવિધ—વચનને કાયાવડે કરવું નહીં ૪. એકવિધ ત્રિવિધ—કાયાવડે કરવું નહીં, કરાવવું નહીં ને અનુમોદવું નહીં. ૫. એકવિધ દ્વિવિધ—કાયાવડે કરવું નહીં ને કરાવવું નહીં. ૬. એકવિધ એકવિધ—કાયાવડે કરવું નહીં ( ત્રિવિધના ભંગ શ્રાવકને માટે હોતા નથી ) એમ એકેક વ્રતના ૭ ભાંગા થાય છે. બે ત્રણ વિગેરે વ્રતોના સંયોગને લઇને અપરાપર વ્રતના છ ભંગના સંવેધવડે કરીને યથોત્તર છગુણા ભેદ થાય છે

उड्ढुड्ढं एगुत्तरएगाई ठविअ उवरि उवरि खिव ।
पुण पुण अंतेक्कपयं मुंचंतो हुंति संजोगा ॥ १ ॥

ઉપર ઉપર એકથી માંડીને ઉત્તરોત્તર એક એકની વૃદ્ધિએ આંક લખવા અને પ્રત્યેક વ્રતમાં ઉપરના અંકનો પ્રક્ષેપ કરવો પછી એક એકની હાનિ કરતાં જે સંખ્યા આવે તેટલા સંયોગી ભાંગા જાણવા

આ ગાથામા કહેલા કરણવડે લબ્ધવ્રતોના એકદ્વિકાદિ સંયોગવડે ગુણવાથી દેશચારિત્રના ભાંગાની જે સંખ્યા આવે છે, તે આ પ્રમાણે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકસંયોગી | ૧૨ | પંચસંયોગી | ૭૯૨ | નવસંયોગી | ૨૨૦ |
| દ્વિકસંયોગી | ૬૬ | ષટ્સંયોગી | ૯૨૪ | દશસંયોગી | ૬૬ |
| ત્રિકસંયોગી | ૨૨૦ | સપ્તમસંયોગી | ૭૯૨ | અગ્યારમસંયોગી | ૧૨ |
| ચતુઃસંયોગી | ૪૯૫ | અષ્ટમસંયોગી | ૪૯૫ | બારસંયોગી | ૧ |

આ હકીકત લોકપ્રકાશ સર્ગ ૩૦ મામાં અને સટીક શ્રાવકવ્રતભંગપ્રકરણમાં વિસ્તારથી બતાવેલી છે તે પ્રમાણે ભાંગા

કરતા અને છેવટે તેમા ઉત્તરગુણ તથા અવિરતિસમ્યગ્દૃષ્ટિરૂપ એ ભાગા ઉમેરવાથી આ પ્રમાણે સખ્યા આવે છે—

तेरहकोडिसयाइ, चउरासी कोडि बारस य लक्खा ।
सत्तासीइ सहस्सा, दुन्नि सया दोहिं अब्भहिआ ॥ १ ॥

१३८४१२८७२०२, તેરસો ચોરાશી કરોડ, બાર લાખ, સતાશી હજાર બસો ને બે

સમ્યક્ત્વનો લાભ થયા પછી અત કોટાકોટિ સાગરોપમ રૂપ સાત કર્મની સ્થિતિમાથી પલ્યોપમપૃથક્ત્વ સ્થિતિ ઘટે ( ખપે ) ત્યારે જીવ દેશચારિત્ર પામે છે અને તેમાથી સખ્યાતા સાગરોપમની સ્થિતિ ઘટે (ખપે) ત્યાર સર્વવિરતિ ચારિત્ર પામે છે

इति सम्यक्त्वचारित्रप्ररूपणा नामनो समयसारप्रकरणनो नवमो अध्याय सपूर्ण ॥



## दशमोऽध्याय

सरगयपउमरागाइलोगपसिद्धरयणेहिंतो विसिट्ठगुण एअ रयणतिग वुच्चइ ॥ एएसिं तिण्हपि परोप्परसविक्खाए मोक्ख लक्खण फल साहिज्जइ, न निरविक्खयाए ॥ नाणचरणजुत्तेऽवि दसणरहिए अगारमद्दए अभवे त्ति सुव्वइ, नाणदसणजुत्तावि चरणरहिआ कण्हसेणिअसच्चइप्पमुहा अहरगइ पत्ता । तम्हा तिण्हपि सजोगे सलाहिज्जइ ॥ परमरिसिभासिअ–जहा–" हय नाण किआहीण, हया अण्णाणओ किआ । पासतो पगुलो दड्ढो,

धावमाओ अ अंधओ ॥ १ ॥ संजोगसिद्धीएँ फलं वयंति, न हु एगचक्केण रहो पयाइ । अंधो अ पंगू अ वणे समेच्चा, ते संपउत्ता नयरं पविट्ठा ॥ २ ॥ " एअं रयणत्तिग उक्कोसाए आराहणाए आराहित्ता तेणेव भवग्गहणेणं, मज्झिमाए तीहिं, जहन्नाए अट्ठहिं भवग्गहणेहिं सिज्झंति, बुज्झंति, मुच्चंति, परिनिव्वाइंति, सव्वदुक्खाणमंतं करिंति ॥ विराहित्ता चाउरंतं संसारकंतारं अणुपरिअट्टंति ॥ तम्हा अणंतसुक्खकंखीहिं एअस्स आराहणाए च्चिअ उज्जमेअव्वंति एसे अट्ठे परमट्ठे ॥ जा तित्थेसरसासणे कुसलया नाणंति तं वुच्चए, जा तत्थेव रुई अईव विमला सद्दंसणं तं पुणो । चारित्तं तु हविज्ज तं विरमणं सावज्जजोगेहिं जं, एअं भो ! रयणत्तिगं सिवफलं गिण्हेह सव्वे जणा ! ॥ १ ॥ समयस्स सारमेअं, अप्पपराणुग्गहाय संगहिअं । जाणइ मन्नइ पालइ, जो तस्स करट्ठिया सिद्धी ॥ २ ॥ लोआण देवचंद व, हिया पउमप्पहा जिणेसपया । देवाणंदसमुन्नइहेऊ सययं सिवं दिंतु ॥ ३ ॥

॥ इइ आराहणाविराहणाफलनिरूवणो नाम समयसारस्स दसमो अज्झाओ ॥ १० ॥

## હવે આરાધનાવિરાધનાફળનિરૂપણ નામનો દશમો અધ્યાય કહે છે.

મરકત અને પદ્મરાગ વિગેરે લોકપ્રસિદ્ધ રત્નોથી વિશિષ્ટ ગુણવાળું આ ( જ્ઞાન, દર્શન, ચારિત્ર ) રત્નત્રિક કહ્યું છે તે ત્રણે પરસ્પરની અપેક્ષાએ ( સાથે મળીને ) મોક્ષલક્ષણ

ફળને આપે છે, નિરપેક્ષપણે ( છૂટા છૂટા ) આપતા નથી જ્ઞાન અને ચારિત્રયુક્ત છતા પણ દર્શન ( સમકિત ) રહિત એવા અંગારમર્દકાચાર્ય અભવ્ય સભળાય છે જ્ઞાનદર્શનયુક્ત છતા પણ ચારિત્ર રહિત એવા કૃષ્ણ, શ્રેણિક અને સત્યકિ પ્રમુખ અધોગતિને પામ્યા છે તેથી ત્રણેનો સયોગ શ્લાઘનીય છે, પરમ ઋષિભાષિત આ પ્રમાણે છે —

हय नाण क्रियाहीण, हया अन्नाणओ क्रिया ।
पासतो पगुलो दद्धो, धावमाणो अ अधओ ॥ १ ॥

सजोगसिद्धीएँ फल वयति, न हु एगचक्केण रहो पयाइ ।
अधो अ पगू अ वणे समेच्चा, ते सपउत्ता नयर पविट्ठा ॥२॥

અર્થ—ક્રિયારહિત જ્ઞાન હણાયેલુ છે, ( નિષ્ફળ છે ) અને જ્ઞાનરહિત ક્રિયા પણ હણાયેલી છે પાંગળો (અગ્નિને) જોતો સતો પણ બળી જાય છે, અને આંધળો જેમ તેમ દોડતો સતો ( અગ્નિમા ) પડીને બળી જાય છે ૧ તે બન્નેના સયોગની સિદ્ધિવડે ફળ કહેલુ છે, કેમકે એકચક્રવડે રથ ચાલી શકતો નથી આંધળો અને પાંગળો વનમા આવીને બન્ને જોડાવાથી નગરમા પ્રવેશ કરી શક્યા ૨

એ રત્નત્રિકને ઉત્કૃષ્ટ આરાધનાવડે આરાધવાથી તેજ ભવે, મધ્યમપણે આરાધવાથી ત્રીજે ભવે અને જઘન્યપણે આરાધવાથી આઠમે ભવે સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, કર્મથી મૂકાય છે, પરિ નિર્વાણને પામે છે અને સર્વ દુ ખનો અત કરે છે તે રત્નત્રિકની વિરાધના કરવાથી ચાર ગતિરૂપ સસાર અટવીમા વારવાર

પર્યટન કરે છે, માટે અનંત સુખના ઇચ્છકે આની આરાધનાને વિષે સતત ઉદ્યમ કરવો એ જ અર્થ છે; એ જ પરમાર્થ છે. તીર્થેશ્વરના શાસનમાં કુશળપણું તે જ્ઞાન કહેવાય છે, તેમાં જે અત્યંત નિર્મળ રુચિ તે દર્શન કહેવાય છે અને સાવદ્ય યોગથી સર્વથા વિરમવું તે ચારિત્ર કહેવાય છે. એ રત્નત્રયના આરાધનવડે હે ભવ્ય જીવો ! મોક્ષફળને ગ્રહણ કરો

આ સિદ્ધાંતનો સાર સ્વપરના અનુગ્રહ માટે સંગ્રહીત કરવામાં આવ્યો છે. તેને જે જાણે, માને અને પાળે તેને સિદ્ધિ હાથમાં રહેલી થાય છે.

મેઘ અને ચંદ્રની જેમ લોકને હિત કરનારા, પદ્મની જેવી (ઉજ્જવળ) કાંતિવાળા અને દેવોને પંચકલ્યાણકાદિ પ્રસંગે આનંદની ઉન્નતિ કરવાના હેતુરૂપ એવા શ્રી જિનેશ્વરના ચરણકમળ તમને સતત મોક્ષને આપનારા થાઓ. આ ગાથામા આ પ્રકરણના કર્તા દેવાનંદસૂરિએ પોતાના ગુરુ પદ્મપ્રભ આચાર્ય સાથે પોતાનું નામ પણ સૂચવ્યું છે.

इति आराधनाविराधनाफळ प्ररूपण नामनो समयसारप्रकरणनो दशमो अध्याय संपूर्ण ॥



શ્રી હેમચન્દ્રસૂરિ શિષ્ય શ્રી શ્રીચન્દ્રમુનિનિર્મિત

# ॥ श्री लघुप्रवचनसारोद्धारः ॥

અથવા

## પચ્ચખ્ખાણ સંબંધી કલ્પ્યાકલ્પ્યવિચાર

नमिऊण तमाइजिण, जस्संसे सोहए जडामउडो ।
कप्पाकप्पवियार, पचक्खाणे भणिस्सामि ॥ १ ॥

[ नत्वा तमादिजिनं, यस्यांसे शोभते जटामुकुटः ।
कल्प्याकल्प्यविचारं, प्रत्याख्याने भणिष्यामि ॥१॥ ]

અર્થ —જેમના ખભા ઉપર જટારૂપ મુગટ શોભી રહ્યો છે એવા શ્રી આદિજિનને-ઋષભદેવ પરમાત્માને નમસ્કાર કરીને પચ્ચખ્ખાણના સંબંધમાં કલ્પ્યાકલ્પ્યનો વિચાર એટલે શું કલ્પે ને શું ન કલ્પે? તેનો વિચાર કહીશ ૧

શ્રી ઋષભદેવ પરમાત્માએ દીક્ષા લેતી વખતે ઇંદ્રની પ્રાર્થનાથી એક મુષ્ટિ લોચના કેશ રહેવા દઈ ચાર મુષ્ટિ લોચ કર્યો હતો, તે વખતે બાકી રહેલ શિખાના કેશ ખભા ઉપર પડવાથી તે સુવર્ણમય શરીર ઉપર નીલરત્નમય મુકુટ જેવા લાગતા હતા, તેથી તેની શોભાની અહીં ઉપમા આપી છે

तिविहं पच्चक्खाणं, दुतिचउविहभेयमित्थ निद्दिट्ठं ।
बहुविहमभिग्गहं पुण, चउहाहारं भवे णिच्चं ॥ २ ॥

[ त्रिविधं प्रत्याख्यानं, द्वित्रिचतुर्विधभेदमत्र निर्दिष्टम् ।
बहुविधमभिग्रहं, पुनश्चतुर्धाहारं भवेन्नित्यं ॥ २ ॥ ]

અર્થ:—અહીં પચ્ચખ્ખાણ દુવિહાર, તિવિહાર ને ચૌવિહાર એમ ત્રણ પ્રકારનું કહ્યુ છે અભિગ્રહ પચ્ચખ્ખાણ અનેક પ્રકારનું હોય છે, પરંતુ તે નિત્ય ચૌવિહારનું જ હોય છે. ૨.

दव्वओ खित्तओ चेव, कालओ भावओ तहा ।
पच्चक्खाणं चउहा, णायव्वं निउणवुद्धीहिं ॥ ३ ॥

[ द्रव्यतः क्षेत्रतश्चैव, कालतो भावतस्तथा ।
प्रत्याख्यानं चतुर्धा, ज्ञातव्यं निपुणवुद्धिभिः ॥ ३ ॥ ]

વળી દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી ને ભાવથી એમ ચાર પ્રકારે અભિગ્રહ પચ્ચખ્ખાણ નિપુણબુદ્ધિવાળા વિચક્ષણપુરુષોએ જાણવું ૩.

जं जं दव्वं वत्थु–मुद्दिस्साणेगदव्वओ होइ ।
खेत्तओ समयखित्तं, भावेणाहागहियभंगं ॥ ४ ॥

[ यद्यद्द्रव्यं वस्तूद्दिश्यानेकद्रव्यतो भवति ।
क्षेत्रतः समयक्षेत्रं, भावेन यथागृहीतभङ्गम् ॥ ४ ॥ ]

જે જે દ્રવ્યરૂપ વસ્તુને ઉદ્દેશીને કરાય તે–અનેક પ્રકારના દ્રવ્યને ઉદ્દેશીને કરવામાં આવે તે દ્રવ્યથી અભિગ્રહ પચ્ચખ્ખાણ કહેવાય છે. ક્ષેત્રથી સમયક્ષેત્રમાં–અઢીદ્વીપમાં જે કરાય

તે **ક્ષેત્રથી** પચ્ચખ્ખાણુ કહેવાય છે અને **ભાવથી** યથાગૃહિત ભગવડે કરેલુ પચ્ચખ્ખાણુ તે **ભાવથી** કહેવાય છે[1] ૪

अद्धाओ पुण दसहा, भानपमाणेहिं नणिय समए ।
जडया१णागय२कोडी सहिय३सागार४मनियट्ट ॥५॥
परिमाण६निगइगय७,सकेय८निरनसेस९मद्धा१०य।
अडभेय मविसेस, सकेय अद्धहा होइ ॥ ६ ॥
[ अद्धात. पुनर्दशधा, भानप्रमाणैर्नणित ममये ।
अतीत१ जनागत२ कोटीमहित ३माकार ४अनियन्त्रित५॥५॥
परिमाण ६ निकृतिगत ७,सकेत ८ निरनशेप ९ अद्धा १० च।
अष्टभेद मविशेप, सकेतमष्टधा भवति ॥ ६ ॥]

કાળથી પચ્ચખ્ખાણ ભાનપ્રમાણુવડે ( ભાવને અનુસરીને ) સિદ્ધાતમા દશ પ્રકારે વર્ણવ્યુ છે-કહ્યુ છે, તે આ પ્રમાણે - અતીત ૧, અનાગત ૨, કોટિસહિત ૩, સાગાર ૪, અનિયટ્ટ[2] (અનિયત્રિત) ૫, પરિમાણકૃત ૬, નિકૃતિગત[2] ૭, સ કેત ૮, નિરવ

---

૧ અહીં દ્રવ્યભાવ સબધી ચોભગી આ પ્રમાણે -૧ દ્રવ્યથી ને ભાવથી સુશ્રાવકને અને મુનિને, ૨ દ્રવ્યથી ખરુ પણ ભાવથી નહીં અભવ્યાદિ ને, ૩ ભાવથી ખરુ પણ દ્રવ્યથી નહીં અવિરતિસમકિત દૃષ્ટિ સમકિતપાક્ષિક વિગેરે ૪ દ્રવ્યથી પણ નહીં અને ભાવથી પણ નહીં નાસ્તિકાદિને, મિથ્યાદષ્ટિને અનિગી વિગેરેને સમજવુ

૨ આ દશ પ્રકારમા પચ્ચખ્ખાણભાષ્યમા અનિયટ્ટ ને વિકૃતિગત નથી તેને સ્થાને અનાગાર અને નિયત્રિત બે પ્રકાર છે એ બને પ્રકારના તપ આ કાળે થઇ શકતા નથી, માટે ઉપરોક્ત રીતે પ્રથકારે દશ ભેદો ગણાવ્યા છે

શેષ ૯ અને અદ્ધા ૧૦. તેમાં પહેલા આઠ ભેદ તે સવિશેષ પચ્ચખ્ખાણ કહેવાય, તેમાં પણ આઠમું સંકેત પચ્ચખ્ખાણ આઠ પ્રકારનુ કહ્યું છે તે આ પ્રમાણે—

अंगुट्ठमुट्ठिगंठी-घरसेउस्सासथिवुगजोइक्खे ।
पच्चक्खाणविचाले-किच्चमिणमभिग्गहेसुवि य ॥७॥
[ अंगुष्ठमुष्टिग्रन्थिगृहस्वेदोच्छ्वासस्तिवुकज्योतिष्कान् ।
प्रत्याख्यानान्तःकृत्यमिदमभिग्रहेष्वपि च ॥ ७ ॥ ]

**અર્થ**:—અંગુષ્ઠ, મુષ્ટિ, ગ્રંથી, ઘર, પ્રસ્વેદ, ઉચ્છ્વાસ, સ્તિબુક અને જ્યોતિ–એમ આઠ પ્રકારનું સંકેત પચ્ચખ્ખાણ છે તે પ્રત્યાખ્યાનના મધ્યમા એટલે તેની સાથે કરાય છે અને અભિગ્રહ પચ્ચખ્ખાણમા પણ આ થાય છે.

આ આઠ પ્રકારની સમજુતી નીચે પ્રમાણે–મુઠીમાં અંગુઠો રાખીને, મુઠી વાળીને, અથવા ગાઠ છોડીને નવકાર ગણવા ને પચ્ચખ્ખાણ પારવું તે અંગુટ્ઠસહિયં, મુટ્ઠિસહિયં ને ગંઠિસહિયં કહેવાય છે. ચોથું અમુક ઘરેથી વહોરવું તે, પાચમુ પ્રસ્વેદ સુકાય નહી ત્યા સુધીનુ, છટ્ઠુ અમુક શ્વાસોશ્વાસ લેતા સુધીનું, સાતમુ અમુક સ્થાને રહેલા પાણીના બિંદુ ન સુકાય ત્યાં સુધીનું અને આઠમું આ જ્યોતિ–દીપક બળે ત્યાં સુધીનું એટલે તેટલી તેટલી મર્યાદાવાળું–એમ આઠ પ્રકાર જાણવા. ૭.

पव्वविसेसे पुव्वं, कारिज्जइ जं तवं तमिह भावि ।
गुरु-गण-गिलाण-सिक्खग-तवस्सिकज्जाउलत्तेणं ॥८॥
[ पर्वविशेषे पूर्व, कार्यते यत्तपस्तदिह भावि ।
गुरुगणग्लानशैक्षकतपस्विकार्याकुलत्वेन ॥ ८ ॥ ]

હવે દશ પ્રકારના પચ્ચખ્ખાણ વિવરીને કહે છે –ગુરુ, ગણ, ગ્લાન, બાળશિષ્ય, તપસ્વી વિગેરેના કાર્યની આકુળતાવડે પર્વ વિશેષમા થઈ શકે તેમ ન હોય તે તપ પ્રથમ પર્વ અગાઉ કરી લેવો તે **અનાગત પચ્ચખ્ખાણ** કહેવાય છે ૮

तेणेव हेउणा ज, किज्जइ तमइक्कम च निणेय ।
गोसे उववामाइ, काऊण य बीयदिवसे वि ॥ ९ ॥
गोसे ति–चउआहार, पचक्खाई तमेव अभत्तट्ठ ।
इय कोडीदुगमिलणे, कोडीमहिय ति नामेण ॥१०॥
[ तेनैव हेतुना यत्क्रियते, तदतिक्रम च विज्ञेयम् ।
प्रभात उपवासादि, कृत्वा च द्वितीयदिवसेऽपि ॥ ९ ॥
प्रभाते त्रिचतुराहार, प्रत्याख्याति तदेवाऽभक्तार्थं ।
इति कोटिद्विकमिलने, कोटिमहितमिति नाम्ना ॥१०॥ ]

તેવા જ હેતુવડે પર્વમા ન થઈ શકેલ પર્વસબધી તપ પર્વ વ્યતીત થઇ ગયા પછી કરવો તે **અતિક્રમ ( અતીત ) પચ્ચખ્ખાણ** કહેવાય છે પ્રભાતે ઉપવ આદિ કરીને બીજે દિવસ પણ પ્રભાતે બીજો તિવિહાર કે ચૌવિહાર ઉપવાસ કરે તેમા બે ઉપવાસની કોટી ભગી જતી હોવાથી તે **કોટિસહિત** એવા નામનુ પચ્ચખ્ખાણ કહેવાય છે ૯–૧૦

अहवा ज ज विहिय, तमसपुण्णे करेइ ज बीय ।
अहिय वा ऊण वा, त कोडीमहियमुद्दिट्ठ ॥११॥
[ अथवा यद्यद्विहित, तदसम्पूर्णे करोति यद्द्वितीय ।
अधिक वा ऊन वा, तत्कोटिमहितमुद्दिष्टम् ॥११॥ ]

અથવા જે જે તપ કર્યો હોય તે સંપૂર્ણ થયા અગાઉ બીજો તપ તેથી ઊણુ અથવા અધિક કરવામાં આવે તે પણ **કોટિસહિત તપ** ( પચ્ચખ્ખાણ ) કહેવાય છે. ૧૧

अमुगदिणम्मि य नियमा, कायव्वोऽमुगतवो चउत्थाइ।
हिट्ठेण गिलाणेण व, नियट्टियं तं जिणा विंति ॥१२॥

[ अमुकदिने च नियमात्, कर्तव्यममुकं तपश्चतुर्थादि।
हृष्टेन ग्लानेन वा, नियंत्रितं तज्जिना ब्रुवन्ति ॥१२॥ ]

અમુક દિવસે ચતુર્થાદિ અમુક તપ અવશ્ય કરવો-શરીર સ્વસ્થ હોય કે ગ્લાન હોય તો પણ કરવો તે તપને જિનેશ્વરો **નિયંત્રિત તપ** કહે છે. ૧૨.

अहवा चंदकलाणं, वुड्ढीहाणीहिं पक्खमुभयदिणे।
जं कायव्वं णियतं, तं पच्चक्खाणमवि नियट्टी ॥१३॥

[ अथवा चन्द्रकलानां, वृद्धिहानिभ्यां पक्षस्योभयदिने।
यत्कर्तव्यं नियतं, तत्प्रत्याख्यानमपि नियंत्रितं ॥१३॥ ]

અથવા ચ દ્રકળાની વૃદ્ધિ હાનિની જેમ [1]બંને પક્ષમાં જે તપ નિયમપૂર્વક ઓછોવત્તો કરવામા આવે તે તપને પણ **નિયંત્રિત તપ** કહે છે ૧૩.

---

૧. શુક્લપક્ષમા જેમ ચ દ્રની કળામાં વૃદ્ધિ થાય છે તેમ શુક્લપક્ષમાં આહારના કવળની વૃદ્ધિ અને કૃષ્ણપક્ષમા ચદ્રકળાની હાનિ થાય છે એ પ્રમાણે આહારના કવળની હાનિ જે તપમા કરવામા આવે તે તપને ચદ્રકળાવૃદ્ધિહાનિરૂપ નિયંત્રિત તપ કહ્યો છે

चउदसपुव्विसु जिणकप्पिएसु पढमम्मि चेव सघयणे।
एय वोच्छिण्ण चिय, पाय थेराण मो त्तिमय
(खलु, थेरात्ति तया करेसी य॥ आन० नि०गा०१५७३)॥१४॥

[ चतुर्दशपूर्विपु जिनकल्पिकेपु प्रथमस्मिन्नेव सहनने।
एतद्व्युच्छिन्न खलु, स्थविरा अपि तदाऽकार्पु. ॥१४॥ ]

આ નિય મિત તપ ચૌદપૂર્વી,જિનકલ્પી અને પ્રથમ સઘયણ વાળાને માટે છે, તેથી ચૌદપૂર્વી વિગેરેનો વ્યવચ્છેદ થતા તે તપ પણ વ્યવચ્છિન્ન થયો છે આ તપ સ્થવિરો પણ ચૌદપૂર્વીના કાળમા કરતા હતા ૧૪

चउचत्ता आगारा, तेहिं जुय ज तमित्थ मागार ।
आगारविरहिय पुण, भणियमणागारय नाम ॥१५॥

[ चतुश्चत्वारिंशदाकारास्तैर्युत यत्तदत्र माकारम्।
आकारविरहित पुन-र्भणितमनाकारक नाम ॥ १५ ॥ ]

એકદર ચુમાળીશ આગારો છે તેવા આગારવાળો જે તપ તે અહીં સાગારતપ કહેવાય છે અને એવા આગાર રહિત જે તપ હોય તે અણાગાર તપ કહેવાય છે ૧૫

चउयाला आगारा, पुरिमड्ढ मत्तेन छच्च उद्दगम्मि।
एगो य चोलपट्टे, निग्गईए हुति चत्तारि ॥ १६ ॥

सोलस काउस्सग्गे, छच्चेव य दसणम्मि चत्तारि।
एगासणम्मि भणिया, अववायपएहिं आगारा॥१७॥

[ चतुश्चत्वारिंशदाकाराः, पूर्वार्धे सप्तैव षड्दके ।
एकश्च चोलपट्टे, विकृतौ भवन्ति चत्वारः ॥ १६ ॥
षोडश कायोत्सर्गे, षडेव च (सम्यग्)दर्शने चत्वारः ।
एकाशने भणिता, अपवादपदैराकाराः ॥ १७ ॥ ]

ચુમાળીશ આગારમાંથી પુરિમડ્ઢમાં સાત આગાર, પાણસ્સના છ આગાર, એક ચોળપટ્ટાગાર અને વિગયમા ચાર આગાર હોય છે. ૧૬ ( પુરિમડ્ઢમાં અન્ન૦ સહ૦ પચ્છ૦ દિસા૦ સાહુ૦ મહ૦ સ૦વ૦ એ સાત. લેવ૦ અલેવ૦ અચ્છ૦ બહુ૦ સસિથ્થ૦ અસિથ્થ૦ એ છ પાણસ્સના લેવા૦ ગિહ૦ ઉખ્ખિ૦ પડુચ્ચ૦ એ ચાર વિગયના )

સોળ આગાર કાઉસ્સગ્ગના, સમકિતમા છ આગાર અને એકાસણામા ચાર આગાર એ પ્રમાણે અપવાદ પદે ૪૪ આગારો કહ્યા છે ૧૭

( સોળમી ગાથામાં કહેલ ૭–૬–૧ ને ૪ અને સત્તરમી ગાથામાં કહેલ ૧૬–૬–૪ એમ કુલ ૪૪ આગાર કહેલા છે[1] )

महत्तरयागाराइ–आगारेहिं जुयं तु सागारं ।
जं किंचि पच्चक्खाणे, अन्न–सह–दुगं पि कारिज्जा ॥ १८ ॥

---

૧. અન્નથ્થ ઊસસિએણં વિગેરે બાર અને એવ આદિ શબ્દથી ચાર એમ કાઉસ્સગ્ગના સોળ આગાર સમજવા. અને સમકિતના રાયાભિઓગેણં, ગણાભિઓગેણં, બલાભિઓગેણં, દેવાભિઓગેણં, ગુરુનિગ્ગહેણં ને વિત્તિકંતારેણં–એ છ આગાર સમજવા. એકાસણામા સાગારિઆગારેણં, આઉંટણપસારણેણં, ગુરુઅબ્ભુટ્ઠાણેણં અને પારિટ્ઠાવણિયાગારેણં–એ ચાર આગારો પ્રથમ આવેલા આગાર ઉપરાંત સમજવા.

[ महत्तरकाकाराद्याकारैर्युत तु साकारम् ।
यत्किंचित्प्रत्याख्याने,अन्य०सह०द्विकमपि कारयेत् ॥१८॥ ]

જે તપ મહત્તરાગારેણ વિગેરે આગાર સહિત કરવામા આવે તે તપ સાગાર કહેવાય છે, તથા કોઇક પચ્ચખ્ખાણમા અન્નત્થણાભોગેણ અને સહસાગારેણ એ બે આગાર પણ કરાવે ૧૮

दुब्भिक्ख वित्ति कतार गाढरोगाइए वि ज कुज्जा ।
सलेहणपमुहेहिं, तमणागार जिणेहिं मय ॥ १९ ॥

[ दुर्भिक्षवृत्तिकान्तारगाढरोगादिकेऽपि यत्कुर्यात् ।
सलेखनप्रमुखैस्तदनाकार जिनैर्मतम् ॥ १९ ॥ ]

દુર્ભિક્ષ, વૃત્તિ અને કાનાર તેમજ ગાઢ રોગાદિ પ્રસગે જે સલેખણા પ્રમુખવડે ( પચ્ચખ્ખાણ ) કરવામા આવે તે જિનેશ્વરોએ નિરાગાર પચ્ચખ્ખાણ કહેલ છે

( અહીં દુર્ભિક્ષ એટલે દુકાળ જેમા ભિક્ષા પણ મળતી ન હોય તે, વૃત્તિ એટલે આજીવિકા ચાલે તેમ ન હોય તે અને કાતાર-અટવીમા પડ્યો હોય જ્યા પ્રાસુ આહાર મળી શકે તેવુ ન હોય તે પ્રસગ સમજવો ) ૧૯

दत्ती-कवल-घरोवहि-पेडाइभिक्खदव्वजोगेहिं ।
जो भत्तपरिचाय, करेइ परिमाणकडमेय ॥ २० ॥

[ दत्तिकवलगृहोपधि-पेटादिभिक्षाद्रव्ययोगै. ।
यो भक्तपरित्याग, करोति परिमाणकृतमेतत् ॥ २० ॥ ]

જે દત્તી, કવળ, ઘર, ઉપધિ, પેટા ( ગોચરી ની વીધિનો ભેદ )

વિગેરે, ભિક્ષા, દ્રવ્ય અને યોગ વિગેરેથી પ્રમાણ કરાયેલું હોય અને (અસંસૃષ્ટાદિ ભેદ) જેમાં તેથી વધારાના ભક્તાદિનો ત્યાગ કરવામાં આવે તે **પરિમાણકૃત પચ્ચખ્ખાણ** કહેવાય છે ૨૦.

असणं पाणं खाइम-साइममिह चउव्विहं पि वोसिरइ।
सव्वं तं निरवसेसं, सव्वं सविसेसमण्णं च ॥ २१ ॥
[ अशनं पानं खादिमं–स्वादिममिह चतुर्विधमपि व्युत्सृजति।
सर्वं तन्निरवशेषं, सर्वं सविशेषमन्यच्च ॥ २१ ॥ ]

અશન, પાન, ખાદિમ ને સ્વાદિમ એમ ચારે પ્રકારના આહારને સર્વથા વોસિરાવવા-તેનો ત્યાગ કરવો તે **નિરવશેષ તપ** કહેવાય છે. અને અન્ય સર્વ **સવિશેષ તપ** કહેવાય છે. ૨૧.

केयं गेहं सह तेण, सकेयं केयं चिंधमहवा जं।
साकेयं संकेयं, संकियमासंकियं चउहा॥ २२ ॥
[ केतं गेहं सह तेन, सकेतं केतं चिह्नमथवा यत्।
साकेतं संकेतं, संकितमासंकितं चतुर्धा ॥ २२ ॥ ]

કેત એટલે ઘર તે સહિત તે સકેત અથવા કેત એટલે ચિહ્નરૂપ સંકેત કર્યો હોય તેવા તપને સાકેત, સંકેત, સંકિતમ ને આસંકિત એમ ચાર પ્રકારે (ચાર નામવાળો) કહ્યો છે ૨૨.

अद्धा कालो तस्स य, पमाणमद्धं तु जं भवे तमिह।
अद्धापच्चक्खाणं, दसभेयं पवयणे भणियं ॥२३॥
[ अद्धा कालस्तस्य च, प्रमाणमद्धा तु यद्भवेत्तदिह।
अद्धाप्रत्याख्यानं, दशभेदं प्रवचने भणितम् ॥ २३ ॥ ]

અદ્ધા એટલે કાળ તેનુ જે પચ્ચખ્ખાણમા પ્રમાણ કર વામા આવે તેને અહીં અદ્ધાપચ્ચખ્ખાણ કહેવામા આવે છે તેના પ્રવચનમા દશ ભેદ ( પ્રકાર ) કહ્યા છે ૨૩

अद्धापच्चक्खाणे, कालपमाण न नियमओ भणिओ ।
तहवि हु जहन्नकालो, मुहुत्तमित्तो मुणेयव्वो ॥२४॥

[ अद्धाप्रत्याख्याने, कालप्रमाण न नियमतो भणित ।
तथापि खलु जघन्यकालो, मुहूर्तमात्रो ज्ञातव्य ॥२४॥ ]

અદ્ધા પચ્ચખ્ખાણમા કાળનુ પ્રમાણ નિયમિત ( એક સંખ્યુ ) કહ્યુ નથી, તો પણ તેમા જઘન્ય કાળ તો એક મુહૂર્ત નો એટલે બે ઘડીનો સમજવો (તેથી ઓછો સમજવો નહીં ) ૨૪

रयणीपच्चक्खाणस्स, तीरणरूवा सिहा समुद्दिट्ठा ।
नवकारेण समेया, नवकारसी पच्चचूला वा ॥२५॥

रजनीप्रत्याख्यानस्य, तीरणरूपा शिखा समुद्दिष्टा ।
[ नवकारेण समेता, नवकारसहित पच्चचूडा वा ॥ २५ ॥]

એ નવકારસી સબધી અતર્મુહૂર્ત રાત્રિના પચ્ચખ્ખાણને તરી જવારૂપ શિખા કહેલી છે અથવા તેને નવકાર યુક્ત નવકારશી તે પચ્ચખ્ખાણની ચૂલા સમજવી ૨૫

नवकार-पोरसीए, पुरिमड्ढेगासणेगठाणे य ।
आयबिलभत्तट्ठ, चरिमे य अभिग्गहो विगई ॥ २६ ॥

[ नवकारसहित१पौरुषी२,पूर्वार्धे३मेकाशन४मेकस्थान५ च।
आचाम्ल६ अभक्तार्थ७,चरिम८ अभिग्रह९ विकृति १० ।२६]

નવકારશી, પોરિસી, પુરિમડ્ઢ, એકાસણુ, એકલઠાણુ, આયંબિલ, અભક્તાર્થ ( ઉપવાસ ), ચરિમ ( સાંજના પચ્ચખ્ખાણુ ), અભિગ્રહ[1] ને વિગઇ-(આ પ્રમાણે દશ પ્રકારના અદ્ધા પચ્ચખ્ખાણુ છે)૨૬.

## આગારોની સંખ્યા

दो चेव नमोक्कारे, आगारा छच्च पोरसीए उ ।
सत्तेव य पुरिमड्ढे, एगासणगम्मि अट्ठेव ॥ २७ ॥

सत्तेगट्ठाणस्स य, अट्ठेव य अं(वायं)बिलम्मि आगारा ।
पंचेव अभत्तट्ठे, छप्पाणे चरिमि चत्तारि ॥ २८ ॥

पणचउरोऽभिग्गहिए, निव्वीए अट्ठ नव य आगारा ।
अप्पावरणे पंच य, हवंति सेसेसु चत्तारि ॥ २९ ॥

[ द्वावेव नमस्कारे, आकारौ षट् च पौरुष्यां तु ।
सप्तैव च पूर्वार्धे, एकाशनकेऽष्टैव ॥ २७ ॥

सप्तैकस्थानकस्य च, अष्टैव चाचाम्ले आकाराः ।
पंचैव चाभक्तार्थे, षट् पाने चरमे चत्वारः ॥ २८ ॥

पञ्च चत्वारश्चाभिग्रहिके, निर्विकृतावष्ट नव चाकाराः ।
अप्रावरणे पंच च, भवन्ति शेषेषु चत्वारः ॥ २९ ॥ ]

હવે તે પચ્ચખ્ખાણોમાં આગાર કેટલા હોય તે કહે છે—

નવકારશીમાં બે આગાર, પોરિસીમાં છ આગાર, પુરિમડ્ઢમાં સાત આગાર, એકાસણુમા આઠ આગાર, એકલઠાણુમા સાત

---

૧. અભિગ્રહ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી ને ભાવથી એમ ચાર પ્રકારે થાય છે તે અગાઉ જણાવેલ છે

આગાર, આયબિલમા આઠ આગાર, અભક્તાર્થ(ઉપવાસ)મા પાચ આગાર, પાણસ્સમા છ આગાર, સાંજના પચ્ચખ્ખાણમા ચાર આગાર, અભિગ્રહમા પાચ ને ચાર આગાર, નીવીમા આઠ ને નવ આગાર, અપ્રાવરણમા પાચ આગાર ને બીજા સર્વ પચ્ચખ્ખાણમા ચાર આગાર જાણવા[1] ૨૭-૨૮-૨૯

नवणीओगाहिमगे, अद्दवदहिपिसियघयगुडे चेव ।
नव आगारा एसिं, सेसदवाणमट्ठेव ॥ ३० ॥

[ नवनीतावगाहिमयो-रद्रवदधिपिशितघृतगुडेषु चैव ।
नवाकारा एषां, शेषद्रव्याणामष्टैव ॥ ३० ॥ ]

નીવીમા આઠ ને નવ બે પ્રકાર આગાર કહ્યા છે તેને સ્પષ્ટ કરે છ-માખણ, ને પક્વાન એ બે પિંડવિગયના અને દહીં, માસ, ઘી ને ગોળ એ ચાર પિંડદ્રવવિગયના પચ્ચખ્ખાણમા નવ આગાર સમજવા ને બીજી દૂધ, તેલ, મદિરા ને મધ એ ચાર દ્રવ એટલે ઢીલી વિગયના પચ્ચખ્ખાણમા (ઉત્ક્ષિપ્ત વિવેક ના મનો આગાર ન હોવાથી) આઠ આગાર સમજવા ૩૦

निसिपच्चक्खाण नमु, चउहार होइ मुणीण नियमेण ।
पोरसिमाइ सम्म, तिविह वा चउविह होइ ॥ ३१ ॥

[ निशाप्रत्याख्यान नमस्कारसहित,
चतुर्विधाहार भवति मुनीनां नियमेन ।
पौरुष्यादि तथं,
त्रिविध वा चतुर्विध भवति ॥ ३१ ॥ ]

છઠ્ઠ,[1] અઠ્ઠમ વિગેરે પચ્ચખ્ખાણ પૂર્વની સંગાતે સંગત થતા નથી ( જોડાતા નથી. ) ૩૬

सड्ढाणं दुवि(ति)हारे, चउहारं तत्थ हुंति रयणीए ।
तिविहारे तह अचित्त-भोइणो पाणगाहारं ॥ ३७ ॥
[ श्राद्धानां द्वित्रिधाहारे, चतुर्धाहारं तत्र भवति रजन्याम् ।
त्रिधाहारे तथाऽचित्त–भोजिनः पानकाहारं ॥ ३७ ॥ ]

શ્રાવકને રાત્રે દુવિહાર, તિવિહાર ને ચોવિહાર કરાય છે, અને અચિત્તભોજી શ્રાવકને સાંજે પાણહારનું પચ્ચખ્ખાણ કરવાનું છે ૩૭

दुविहारं पुण जइणो, न हुंति कइया अभिग्गहे भयणा ।
पडिमोवहाणि सड्ढाण, मुणीण पुण पाणगाहारं ॥ ३८ ॥
[ द्विविधाहारं पुनर्यते–र्न भवति कदाचिदभिग्रहे भजना ।
प्रतिमोपधाने पुनः श्राद्धानां, मुनीनां पुनः पानकाहारं ॥३८॥ ]

મુનિને દુવિહારનું પચ્ચખ્ખાણ કદાપિ પણ હોતું નથી અભિગ્રહ પચ્ચખ્ખાણમાં તેને માટે ભજના છે. પડિમા અને ઉપધાન વહેતા શ્રાવકને અને મુનિઓને પાણહારનું પચ્ચખ્ખાણ હોય છે. ૩૮.

## ચાર પ્રકારના આહારનું સ્વરૂપ.

असणं ओयण-सत्तुग-मंडग-पय-रब्व-विदल-जगाराइ ।
कंदगजाई सव्वा, खज्जगविहि सत्तविगई य ॥ ३९ ॥

---

[1] ૧. છઠ્ઠ અઠ્ઠમ વિગેરે પ્રત્યાખ્યાન તે દિવસે જ ભેળુ લેવાય છે જુદુ લેવાતુ નથી. જેમકે પ્રથમ દિવસે ઉપવાસ કરનારને બીજે દિવસે અઠ્ઠમ કરવાની ઇચ્છા થાય તો છઠ્ઠનુ પચ્ચખ્ખાણ કરે, અઠ્ઠમનુ કરી શકે નહી.

[अशनमोदनमक्तुमण्डकपयोरब्बाद्विदलजगार्यादि ।
कन्दजाति सर्वा, खाद्यकविधि' सप्त निकृतयश्च ॥३९॥]

અશનમા–ઓદન ( ચોખા ), સાથુઓ, માડા, પય ( દૂધ ), રાબ, વિદળ (કઠોળ), જગારી (ગળવિશેષ) વિગેરે, કંદજાતિ, સર્વ પ્રકારના ખાજા વિગેરે અને સાત વિગય તે આ પ્રમાણે–દૂધ, દહીં, ઘી, તેલ, માસ, માખણ ને કડાવિગય ( પકવાન ) ૩૯

असणम्मि सत्त विगई, साइमि गुल महु सुरा य पाणम्मि ।
खाइमे पक्कन्नफलाण, ओहेण य सव्व असणम्मी ॥ ४० ॥

[ अशने सप्त निकृतय , स्वादिमे गुड' मधु सुरा च पाने ।
खादिमे पक्वान्नफलानि, ओघेन च सर्वमशने ॥ ४० ॥ ]

અશનમા ઉપર કહેલી સાત વિગય, સ્વાદિમમા ગોળ ને મધ એ બે વિગય અને પાણમા મદિરા ( આ પ્રમાણે દશ વિગયનો વિભાગ સમજવો ) ખાદિમમા પકવાન્ન ને ફળ સામાન્ય રીતે સર્વ વસ્તુ અશનમા ગણાય છે ૪૦

चण उड्द मसूर तुवरी कुलत्थ-निप्फाव मुग्ग मासा य ।
चवल कलाया राइपमुह दुदल च निण्णेह ॥ ४१ ॥

तिल अयसि-सिलिंद कगू-कुद्दव-अणुयाइ मिणेह ज ।
भणति केइ दुदल, पाय धन्नु व त सव्व ॥ ४२ ॥

[चण–उड्द–मसूर–तूवर–कुलत्थ निष्पाव मुद्ग-माषाश्च ।
चपलक-कलादौ राजि(सर्षप)प्रमुख द्विदल च नि स्नेह ॥४१॥

तिला ऽतसी शिलीन्ध्र–कगु कोद्रवा ऽणुकादिस्नेह यत् ।
भणन्ति केचिद्द्विदल प्रायो धान्यमिव तत्सर्वम् ॥ ४२ ॥ ]

ચણા, ગુવાગ, મસૂર, તુવેર, કળથી, વાલ, મગ, અડદ, ચોળા, વટાણા અને સરસવ વિગેરે, દ્વિદળ જે નિસ્નેહ–તેલ ન નીકળે એવા હોય તે કઠોળ અને તિલ, અળસી, સિલિંદ, કાગ, કોદરા અને આણુકાદિ જેમાંથી તેલ નીકળે છે તેને પણ કેટલાક દ્વિદળ કહે છે. પ્રાયે ધાણા વિગેરે સર્વને પણ દ્વિદળ કહે છે.[1] ૪૧–૪૨.

कट्ठदलं पक्कन्नं, तक्कर–दहि–दुद्धपायमीसं जं ।
जमणंतकायजायं, पत्तफलं पुप्फवीयं च ॥ ४३ ॥

पुढवीकाओ सव्वो वलझिंझप्पभिइ सव्वतिणधन्नं ।
हिंगु लवणं उच्छुप्पभिइ असणं वहुविहं जं ॥ ४४ ॥

[ काष्ठदलं पक्वान्नं, तक्रदधिदुग्धपाकमिश्रं यत् ।
यदनन्तकायजातं, पत्रफलं पुष्पवीजं च ॥ ४३ ॥

पृथ्वीकायः सर्वो वलझींझकप्रभृति सर्वतृणधान्यं ।
हिंगुलवणमिक्षुप्रभृति अशनं वहुविधं यत् ॥ ४४ ॥ ]

કાષ્ઠ, દલ (પાદડા), પકવાન્ન તથા તક્કર (તક્ર–છાશ), દહીં અને દૂધથી મિશ્ર એવા પદાર્થો અને અનંતકાયથી ઉત્પન્ન થયેલા પત્ર, ફળ, પુષ્પ અને બીજ તથા પૃથ્વીકાયિક સર્વ પદાર્થો, બલ, ઝીંઝ વિગેરે સર્વ તૃણધાન્ય, હીંગ, લવણ (મીઠું), ઇક્ષુ (ધાન્ય-વિશેષ) વિગેરે અનેક પ્રકારે અશન આહાર જાણવો ૪૩–૪૪.

उस्सेइम संसेइम, पुप्फरसो रत्तपभिइ तणुजायं ।
आउकाओ सव्वो, सोवीरं जवोदगाईयं ॥ ४५ ॥

---

[1] ૧. જેમાથી તેલ નીકળે તેવુ દ્વિદળ ટાઢા ગોરસ (દૂધ, દહીં ને છાશ) સાથે ખાવાનો નિષેધ નથી.

उच्छुरस मेरय-सुरासव नप्फय-मिरिफलाइफलनीर ।
हिम करग हरतणाइ, चित्त पाण निणिद्दिट्ठ ॥ ४६ ॥

[उत्स्नेदिम सम्वेदिम, पुष्परस' रक्तप्रभृति तनुजात ।
अप्काय मर्व , सौवीर यवोदकादिकम् ॥ ४५ ॥

इक्षुरसमेरकसुरासवनाप्पकश्रीफलादिफलनीर ।
हिमकरकहरिततृणादिचित्र पान विनिर्दिष्टम् ॥ ४६ ॥]

આટાવાળા હાથ વિગેરેનુ ધોવણ, તલ વિગેરે ધાન્યનુ ધોવણ (ઉકાળેલા પાદડા વિગેરેને સીચેલુ પાણી), પુષ્પનો રસ, શરીરમા થયેલુ રૂધિર વિગેરે, સર્વ જાતિનુ પાણી, કાજીનુ પાણી, જવ ધોયાનુ પાણી, શેરડીનો રસ, મેરક (એક જાતની મદિરા), સુરા (મદિરા), આસવ (અનેક જાતના), બાષ્પ જળ, શ્રીફળ વિગેરે ફળના પાણી, હિમ, કરા, બાદ્ય તૃણાદિ ઉપર રહેલા જળબિંદુ વિગેરે વિચિત્ર પાનાહાર તરીકે કહેલા છે ૪૫-૪૬

भत्तोस दताइ, टोप्पर-खारिक-दक्ख-खज्जूर ।
अमग फणस चिंची, चारुलिया पत्तमाग ज ॥ ४७ ॥

भट्ठ धन्न मव्व, वदाम-अक्खोड-उन्दुगट्टलिया ।
फल-पक्कन्न मव्व, बहुविह खाइम नेय ॥ ४८ ॥

[ भक्तौप दन्त्यादि, टोप्परक-खारिक-द्राक्षा-खर्जूर ।
अम्रक फनमा ऽम्लिका, चारुलिका पत्रशाक यत् ॥४७॥

अष्ट धान्य मर्व, वदामाक्षोटेक्षुगडिका ।
फल पक्वान्न सर्व, बहुविध खादिम ज्ञेयम् ॥ ४८ ॥ ]

ભત્તોસ ( શેકેલું ધાન્ય ), દન્ત્યાદિ ( સુંદર અથવા દાંતે ઘસવાના ચૂર્ણ પાઉડર વિગેરે ) ટોપરું, ખારેક, દ્રાક્ષ, ખજુર, આમ્ર ( કેરી ), ફણસ, ચિચિ, ચારોળી, પત્રશાક ( ભાજી વિગેરે ) સર્વ જાતિનુ ભુજેલું ધાન્ય ( દાળીયા વિગેરે ), બદામ, અખોડ, શેરડીની કાતળી, સર્વ પ્રકારના ફળ ને પકવાન્ન, એમ બહુ પ્રકારે ખાદિમ જાણવું. ૪૭-૪૮.

दंतवणं तंबोलं, चित्तं तुलसी–कुहेडगाईयं ।
महु-पिप्पलि-सुंठि-मरी-पणगं जाईफलाणं च ॥ ४९ ॥

एलादुगं लविंगं, अजमोयतियं तियं च अभयाणं ।
कप्पूर-कविट्ठाइ, हिंगुल-चिणयाण अडगं च ॥ ५० ॥

बिडलवण-वडिंग-वत्थुल-कंटकरूक्खाण छल्लिया सव्वा ।
फोफल-कसेल-पुक्खर-जवासपण फूलमयछल्ली ॥ ५१ ॥

तिकडुय सुगंधि धन्नय पत्त-जडी-पप्पडी-वरड्डा य ।
रसजाइभेसज्जपमुहं साइममणेगविहं ॥ ५२ ॥

[ दन्तपवनं ताम्बूलं, चित्रं तुलसीकुहेटकादिकं ।
मधुपिप्पलीसुंठीमरीचपञ्चकं जातिफलानां च ॥ ४९ ॥

एलाद्विकं लविंगं, अजमोदत्रिकं त्रिकं चाभयानां ।
कर्पूरकपित्थादि, हिंगुलचिनकानामष्टकं च ॥ ५० ॥

बिडलवणं वडिंगं वत्थुलं कंटकवृक्षाणां त्वक्सर्वा ॥
पुगीफलकसेरूकपुष्करं यवासकपञ्चकं पुष्पमदत्वक् ॥ ५१ ॥

त्रिकटुकं सुगन्धि धान्यकं पत्रजटी पर्पटी वरड्डी च ।
रसजातिभैषज्यप्रमुखं स्वादिममनेकविधं ॥ ५२ ॥ ]

દાતણ, અનેક પ્રકારનું તબોળ ( નાગરવેલનું પાન વિગેરે ), તુળશી, કુહેડક વિગેરે (ઔષધિઓ), મધુ (જેઠીમધ), પિપ્પલી ( પીપરીમૂળ ), સુઠ, મરીપચક ( તીખા વિગેરે પાચ વસ્તુ અથવા મરીની પાચ જાતિ ), જાયફળ, એલાદિક ( એલચીદિક અથવા બે જાતિની એલચી ), લવિંગ, અજમોદિક, અભયાત્રિક ( હરડા, બેડા ને આગળા વા ત્રણ જાતની હરડે ), કપૂર, કોઠા વિગેરે, હિંગુવ ( હિંગ ), ચિણકબાબ વિગેરે અષ્ટક ( આઠ વસ્તુ ), બીડલવણ, વડિંગ, વસ્થુવ, કાથાબાળા સર્વે પ્રકારના વૃક્ષની છાલ, શેફલ (સોપારી), કમેજ (ક્નેઠીથો), પુષ્કર, જવાસપચક, કૂલમદ (ફૂલનુ મરન ), છાલ, ત્રિકટુ ( સુઠ-મરી-પીપર એ ૩ ભેળા કરેલા ), સુગધી ( આમગધી ), ધાણા, પત્ર, જડી, પાપડી, વરટ્ટી, એમ જાતિના ઔષધ વિગેરે અનેક પ્રકારનુ સ્વાદિમ જાણવુ ૪૯-૫૨ (આ ચારે પ્રકારના આહારની વસ્તુના નામો પચ્ચખ્ખાણ ભાષ્યના અર્થમા આપેલા છે તે પરિશિષ્ટ ૧ મા આપ્યા છે)

दुविहारे कप्पिज्जइ, पाण साइममणेगहा सव्व ।
तिविहार पाण पुण, चउहारे किमवि नो कप्प ॥ ५३ ॥

[ द्विविधाहारे कल्प्यते पान स्वादिममनेकधा सर्व ।
त्रिविधाहारे पान पुनश्चतुर्धाहार किमपि नो कल्प्यम् ॥५३॥]

દુવિહારમા પાણી અને અનેક પ્રકારનુ સ્વાદિમ કલ્પે, તિવિહારમા એકલુ પાણી કલ્પે અને ચોવિહારમા કાઈ પણ ન કલ્પે ૫૩

साइमगयाणिमाणि, न कप्पए तह पसगदोसाओ ।
गुड लवण हिंगु सिधव जीरय धाणा रक्खा य ॥ ५४ ॥
अजमोअतिय कविट्ठ, आमलग तह कपूर कट्टा य ।
अवो(अवा)ल्ग च सूया, एमाइ असणम्मि वयहारो ॥५५॥

[ स्वादिमगतानीमानि न कल्पन्ते तथा प्रसंगदोषात् ।
गुडलवणहिंगुसैन्धवजीरकधान्यकवरट्टाश्च ॥ ५४ ॥
अजमोदत्रिकं कपित्थं आमलकं तथा कपूरकन्दाश्च ।
अंबाडकं च सुवा एवमाद्यशने व्यवहारः ॥ ५५ ॥]

સ્વાદિમમા ગણેલી આ વસ્તુઓ પ્રસગ દોષ વિગેરે કારણથી દુવિહારમા ન કલ્પે. કઇ વસ્તુઓ ન કલ્પે ? તે કહે છે—ગોળ, હીંગ, લુણ, સિંધવ, જીરુ, ધાણા, વરટ્ટા (ધાન્યવિશેષ), અજમોદત્રિક, કોઠ, આમલા, કપૂર, કુદ, અંબોલગ, સૂયા(સુવા) ઇત્યાદિનો અશનમા વ્યવહાર છે એટલે તે અશનાહારમા ગણાય છે. ૫૪–૫૫

चउहारे रयणीए, कप्पिज्जइ जाणिमाणि वत्थूणि ।
समभागकया तिहला, भूनींबोसीरचंदणयं ॥ ५६ ॥
गोमुत्तं कडुरोहिणी, वग्घी अमया य रोहिणी तुंगा ।
गुग्गुल–वया–कारीरय–लिंबपंचंग भासगणो ॥ ५७ ॥
तह आसगंधि वंमी–चीड–हलिद्दा य कुंदुरुकूड्डा ।
विसजाईय धमासो, बोलयवीया अरिट्ठा य ॥ ५८ ॥
सींढल–मजिट्ठ–कंकेल्लि–कुमारि–कंथेर–वेर–कुट्ठा य ।
कप्पासवीयपत्तय अगुरु–तुरुक्का य तंतुवडा ॥ ५९ ॥
धवक्खयरपलासाइ, कंटकरुक्खाण छल्लिया साणा(मा) ।
जं कडुयरसपरिगयं, आहारं पि हु अणाहारं ॥ ६० ॥
[ चतुर्धाहारे रजन्यां कल्प्यन्ते यानीमानि वस्तुनि ।
समभागकृता त्रिफला भूनिंबोशीरचन्दनकम् ॥ ५६ ॥

गोमूत्र कटुरोहिणी व्याघ्री अमृता च रोहिणी तुगी ।
गुग्गुलु वचा करीरक-निंबपचागभस्मगण. ॥ ५७ ॥

तथाश्वगन्धी ब्राह्मी-चीडा हलिद्रा च कुन्दुरूकूट्टा ।
निपजातिश्च धमासो बोलकबीजे अरिष्टाश्च ॥ ५८ ॥

मदनफल मजिष्ठा-ककेल्ली कुमारीकथेरनेरखुष्ठाश्च ।
कर्पासबीजपत्रकमगुरुतुरुष्काश्च ततुपटा' ॥ ५९ ॥

धवखदिरपलाशादि-कटकवृक्षाणा त्वक् शाणा (श्यामा) ।
यत्कटुकरसपरिगत आहारमपि खल्वनाहारम् ॥ ६० ॥ ]

रात्रिએ ચોવિહારમા આ વસ્તુઓ કપે છે ( તે અનાહારી કહેવાય છે ) તેના નામ આ પ્રમાણે-અગ્ગે ભાગે ત્રિફળા (હરડા, બેડા ને આમળા), ભૂનિંબ, રાયદન(મુખડ), ગોમૂત્ર, કટુરોહિણી, વ્યાઘ્રી (કટારી), અમૃતા (બાહેડા), રોહિણી, તુગી, ગુગ્ગુલ, વચા (વજ), કરીરક, લીંબડાના પાચ અગ (મૂળ, છાલ, કાષ્ઠ, પત્ર અને મ્હોર), ભસ્મસમૂહ, અશ્વગધિ (આસધ), બ્રાહ્મી, ચીડ, હળદર, કુદુરૂકટ્ટા, સર્વ જાતિના વિષ, ધમાસો, બોલવના બી (બીજાસોગ), અરિઠા, મીંઢળ, મજીઠ, કકેલી, કુમારી, કથેર, બેર, કુઠ્ઠા, કપાસ બીજ, કપાસપત્ર, અગુરુ, તુરુષ્ક, તતુપટા, ધવ ખેર, પલાશ વિગેરે, કાટાવાળા વૃક્ષોની છાલ, શણ (કસ્તૂરી) અને જે કડવા રસવાળા પદાર્થ હોય તેને આહાર છતા અનાહાર સમજવા ૫-૦

इचाइ ज अणिट्ठ, पकूरम त मव अणाहार ।
ज इन्छाए भुजइ, त मव्व हवइ आहार ॥ ६१ ॥

[ इत्यादि यन्निष्ट पकोपम तद्भवेदनाहारम् ।
यदिच्छया भुज्यते तत्सर्व भवत्याहारम् ॥ ६१ ॥ ]

ઇત્યાદિ જે અનિષ્ટ અને પંકની ઉપમાવાળા ( બેસ્વાદ ) પદાર્થ હોય તેને અનાહાર સમજવા અને જે ઇચ્છાપૂર્વક ખાઈ શકાય તે સર્વ અનાહાર છતાં પણ આહાર સમજવા. ( અનાહારીના નામો પચ્ચખ્ખાણભાષ્યવિગેરેમાંથી અમને જે મળ્યા છે તે પરિશિષ્ટ નં ૨ મા આપ્યા છે ) ૬૧

કાળપ્રમાણ—

अह एयाणं जं जं, कालपमाणं भणामि सव्वेसिं ।
भत्तं सिद्धं विदलं, कट्ठदलं हिंगुसहियं जं ॥ ६२ ॥

पुप्फ-फल-पत्तसायं, बीयछल्लीविणा य आमफलं ।
मंडगमपूपाइय-जललप्पसि-वडय-पप्पडया ॥६३॥

चउपहरमाणमेसिं, ओयणमड बारजाम जगराए ।
तह तक्कखलक्खिसिए, अहियं परिमाणमवि वुत्तं ॥६४॥

[ अथैतेषां यद्यत्कालप्रमाणं भणामि सर्वेषाम् ।
भक्तं सिद्धं द्विदलं, काष्ठदलं हिंगुसहितं यत् ॥ ६२ ॥

पुष्पफलपत्रशाकं, बीजत्वक् विना चामफलम् ।
मंडकमपूपादिकं, जललपनश्रीर्वटकपर्पटकानि ॥ ६३ ॥

चतुष्प्रहरमानमेषां, ओदनस्याष्टौ द्वादशयामाश्च जगार्याः ।
तथा तक्रखलिक्षिप्ते, अधिकं प्रमाणमप्युक्तं ॥ ६४ ॥ ]

હવે આ સર્વનું જે જે કાળપ્રમાણ છે તે કહું છું:—રાંધેલો ભાત અને વિદળ, કાષ્ઠદળ, હિંગ સહિત જે પદાર્થ હોય તે, પુષ્પ, ફળ, પત્રશાક, બીજછાલ વિનાના કાચા

ફળ, માંડા, પૂડલા, જળલાપશી, વડા, પાપડ-આ બધા પદાર્થોનુ કાળમાન ચાર પ્રહરનુ છે, ઓદનનુ આઠ પ્રહરનું છે, જગરાનુ બાર પહોરનુ છે, તેમ જ તક્ર વિગેરેમા મેળવેલુ હોય તો તેનુ અધિક પરિમાણ ( કાળમાન ) કહ્યુ છે ૬૨

दहि-तक्क-राइंण, कंजिय-सागाण सोलजाम च ।
वासासु पक्ख हेमंति, मासुसिणु वीसदिणमाण ॥६५॥

पक्कन्नयस्स कालो, निण्णेओ कुलिकाए पक्को ।
वासासु सत्तदिण वा, चलियरस जत्थ ज जाइ ॥६६॥

[ दधितक्रराजीना काञ्जिकशाकाना षोडश यामाश्च ।
वर्षासु पक्ष हेमन्ते मास उष्णे विंशतिदिनमानम् ॥६५॥

पक्वान्नस्य कालो विज्ञेयः कुलिकाया पक्वान्न ।
वर्षासु सप्तदिन वा चलितरस यत्र यथाति ॥६६॥ ]

દહીં, છાશ, રાઈ અને કાંજીવાળા શાકોનુ સોળ પહોર કાળમાન જાણવુ. હવે પકવાનનુ કાળમાન કહે છે-વર્ષાઋતુમા પંદર દિવસ, હેમંત(શિયાળા)મા મહિનો, ઉનાળામા વીશ દિવસ-આ પ્રમાણે કાળમાન ચલિતરસ વિનાના પકવાનનુ જાણવુ અથવા વર્ષાઋતુમા સાત દિવસનુ કાળમાન પણ કહ્યુ છે અને જ્યારે ચલિતરસ થાય ત્યારે તેનુ કાળમાન પૂરુ થયુ જાણવુ -૬૫-૬૬

निव्विगय पक्कन्न, आगणजुय तस्सिमेव परिमाण ।
उक्कुलियारसपाण, चलियरसे त तहा जाण ॥६७॥

[ निर्विकृतिक पक्वान्न, अग्निपूत तस्येदमेव परिमाण ।
इक्षुविकाग(क)वाना चलितरसे तत्तथा जानीहि ॥६७॥]

વિગય વિનાના અને અશ્નયુક્ત એવા પકવાન્નનો આ કાળ જાણવો અને ઇક્ષુવિકારગત (શેરડીના રસ વિગેરેથી બનાવેલા) પદાર્થોનો કાળ ચલિતરસ પ્રમાણે એટલે ચલિતરસ ન થાય ત્યાંસુધી જાણવો. ૬૭

घय-तिल्ल-गुडाईणं, वण्ण-रस-गंध-पमुहवच्चासे ।
कालपरिमाणमुत्तं, जाणिज्जा नो तहा पायं ॥ ६८ ॥

[ घृततैलगुडादीनां, वर्णरसगन्धप्रमुखव्यत्यासे ।
कालप्रमाणमुक्तं जानीयान्नो तथा प्रायः ॥ ६८ ॥ ]

ઘી, તેલ, ગોળ વિગેરેના વર્ણ, ગંધ, રસ પ્રમુખનો વ્યત્યાસ (ફેરફાર) થાય ત્યારે કાળપ્રમાણ પ્રાયે ઉપર કહ્યા પ્રમાણે ન જાણવું. ૬૮

इत्थ य चलियरसम्मि, जीवा बेइंदिया समुच्छंति ।
पुप्फिए एगिंदिया, वट्टंति दुवे वि समगं वा ॥६९॥

[ अत्र च चलितरसे जीवा द्वीन्द्रियाः संमूर्छन्ति ।
पुष्पिते एकेन्द्रिया वर्तन्ते द्वावपि समकं वा ॥ ६९ ॥]

અહીં ચલિતરસમાં બેઇંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે અને પુષ્પિત ( ફુગીવાળા ) પદાર્થમાં એકેંદ્રિયો પણ વર્તે છે, અથવા સમકાળે બન્ને પ્રકારના જીવો પણ હોય છે. ( અહીં એકેંદ્રિય શબ્દવડે લીલફુલ સમજવી ). ૬૯.

अचित्तजले सचित्तीभवणे एगिंदिया समुच्छंति ।
अण्णरसुज्झियमिलिए, पणिंदी समुच्छिमा हुंति ॥७०॥

[ अचित्तजले सचित्तीभवने एकेन्द्रियाः संमूर्छन्ति ।
अन्नरसोज्झितमिलिते पंचेन्द्रियाः संमूर्छिमा भवन्ति॥७०॥]

અચિત્ત જળ જ્યારે સચિત્ત થાય છે ત્યારે તેમા એકેંદ્રિય જીવો ( અપ્કાય ) ઉત્પન્ન થાય છે, અને ઉજ્ઝિત (એઠા કરેલા) અન્ન રમમા સમૂર્ચ્છિમ પચેંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે ૭૦

ધાન્યે યોનિ અદ્દ્ભાવકાલપ્રમાણ—

तिले मुग्ग मसूर चवलय-मास कुलत्थय कलाय तुवरीण ।
वल्लाण वट्टचणयाण पचग वरिमप्पमाण च ॥ ७१ ॥

[तिल-मुद्ग-मसूर चपलक माप-कुलत्थक कलाद तुवरीणा ।
वल्लाना वृत्तचणकानां पञ्चवर्षप्रमाण च ॥ ७१ ॥ ]

તલ, મગ, મસૂર, ચોળા, અડદ, કળથી, કલાદ, તુવેર, વાલ, અને વૃત્ત ચણા (વટાણા), તેની [1]યોનિનું પ્રમાણ પાચ વર્ષનુ છે ૭૧

सालि वीहि-जवं जुगधेरी गोहुम-तणधन्न-तिल कप्पामाण ।
वासतिय परिमाण, तत्तो विद्धसए जोणी ॥ ७२ ॥

[ शालिव्रीहियवयुगन्धरी, गोधूमतृणधान्यतिलकर्पामाना ।
वर्षत्रिक प्रमाण ततो विध्वसते योनि' ॥ ७२ ॥ ]

ડાગેર, વ્રીહિ, જવ, જાર, ગોધૂમ, તૃણધાન્ય, તિલ, કપાસ– એની યોનિનુ પ્રમાણ ત્રણ વર્ષનુ છે ત્યારપછી યોનિ (ઉત્પન્ન થવાની શક્તિ) નાશ પામે છે ૭૨

लट्टा-कगू-अयसी-मण-कोद्दमग-वरट्ट-सिद्धत्था ।
रालय-कुदव-मेही-मूलगबीया-च बज्झा य ॥ ७३ ॥

---

[1] અહીં યોનિ શબ્દવડે ઉત્પત્તિ યોગ્યતા સમજવી પણ સચિત્તપણુ સમજવુ નહીં

पिहियाणं लित्ताणं, उक्कोसठिई उ सत्त वासाइं ।
होइ जहण्णेण पुणो, अंतमुहुत्तं च समग्गाणं ॥ ७४ ॥

[ लट्टा–कंगू–अतसी–सण–कोदूसक–वरट्ट–सिद्धार्थानां ।
रालक–कोद्रव–मेथी–मूलकबीजानां च वृत्तानां च ॥ ७३ ॥

पिहितानां लिप्तानां, उत्कर्षस्थितिस्तु सप्त वर्षाणि ।
भवति जघन्येन पुनरन्तर्मुहूर्तं च समग्राणाम् ॥ ७४ ॥]

લટ્ટ ( ખસખસ ), કાંગ, અળશી, શણ, એક જાતિના કોદરા, વરટ્ટ ( ધાન્ય વિશેષ ), સરસવ, રાળ, કોદરા, મેથી, મૂળાના બીજ અને વૃત્ત ( ધાન્ય વિશેષ ), આ ધાન્યોથી ભરેલી કોઠી વિગેરે ઢાંકીને લીંપી રાખી હોય તો તેની યોનિની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત વર્ષની સમજવી અને જઘન્ય સમગ્ર ધાન્યની અંતર્મુહૂર્ત પ્રમાણ સમજવી ૭૩–૭૪.

पिप्परि–खज्जूर–मिरी–मुद्दिय–अभया–बदाम–खारिक्का ।
एला–जाइफलं पुण, कंकोलं चारुकुलिया य ॥ ७५ ॥

विद्धंसिज्जइ जोणी, एएसिं जलथलोवभोगेहिं ।
संवाडय–जलफलाईयाण जोणी तहाचित्ता ॥ ७६ ॥

जोयणसयं जलम्मि, थलम्मि सट्ठीए भंडसंकंती ।
वायागणिधूमेहिं, पविद्धजोणी हवइ तेसिं ॥ ७७ ॥

[ पिप्पलीखर्जूरमिरिचमृद्वीकाऽभयाबदामखारेकाः ।
एला जातिफलं पुनः कंकोलं चारुकुलिका च ॥ ७५ ॥

निध्वस्यते योनिरेषा जलस्थलोपभोगैः ।
शृगाटकजलफलादिकाना योनिस्तथा चित्रा ॥ ७६ ॥
योजनशत जले स्थले पष्ठ्या भाडसक्रान्त्या ।
वाताग्निधूमैः प्रविद्धयोनिर्भवति तेषाम् ॥ ७७ ॥ ]

પીપર, ખજુર, મરી, દ્રાક્ષ, અભયા ( હરડે ), બદામ, ખારેક, એલચી, જાયફળ, કંકોલ, ચારોળી–એ પદાર્થોની જળ–સ્થળના ઉપભોગવડે કરીને યોનિ નાશ પામે છે અને સઘા ટક કરેલા જળફળાદિકની યોનિ વિચિત્ર પ્રકારની હોય છે ઉપરોક્ત વસ્તુ જળમાર્ગે સો યોજન જાય ત્યારે અને સ્થળમાર્ગે સાઠ યોજન જાય ત્યારે ઠામની ફેરબદલી, વાયુ, અગ્નિ (તાપ) અને ધૂમ વિગેરેથી તેનો યોનિભાવ નાશ પામી જાય છે ૭૫–૭૭

हरियाल–लवण–मणसिल–पूग–सेफाल–नालिकेरा य ।
एमेव अणाइन्ना, विद्धत्था अवि मुणेयव्वा ॥ ७८ ॥
सियसिंधव पामकरणी, कयहिंगुलजाई–वडिंग–नागाई ।
अचित्तजोणिया कदा, माणाइयमिढल–मजिट्ठा ॥ ७९ ॥
[ हरितालवणमनशिलपूगसेफालनालिकेराणि च ।
एवमेवानाचीर्णानि विध्वस्तान्यपि ज्ञातव्यानि ॥ ७८ ॥
श्वेतसैन्धवपाशकरणीकृतहिंगुलजातिर्वडिंगनागादि ।
अचित्तयोनिकाः कन्दा शाणादतमदनकमजिष्ठा ॥ ७९ ॥ ]

હરતાળ, લવણ, મણશીલ, પૂગ ( સોપારી ), સેફાલ અને નાળીયેર એ પદાર્થો વિધ્વસ્તયોનિવાળા થયા હોય છતા પણ અનાચીર્ણ સમજવા–વાપરી શકાય નહી એવા જાણવા શ્વેત-

સિંધવ, વાસકરણી( ફટકડી ), કૃત ( મર્દન વિગેરે કરેલા ) હિંગુલની જાતિ, વડિંગ, નાગાદિ, શરાણુથી વીંધાએલ મીંઢળ અને મજીઠ અચિત્ત યોનિવાળા જાણુવા ७८-७९

पिट्ठं मिस्समसुद्धं, पण-चउ-तियदिणपमाणमापक्खं ।
सावणासोयपोसेसु, जुअलम्मि य एस अणुओगो ॥ ८० ॥

[ पिष्टं मिश्रमशुद्धं पंचचतुस्त्रिदिनप्रमाणमापक्षं ।
श्रावणाश्विनपौषेषु युगले चैष अनुयोगः ॥ ८० ॥ ]

શ્રાવણ ને ભાદરવો, આસો ને કાર્તિક તથા માગશર ને પોષમા લોટ પાચ, ચાર અને ત્રણ દિવસ સુધી મિશ્ર એટલે અશુદ્ધ સમજવો અને પછી પક્ષ સુધી અચિત્ત સમજવો એવો અનુયોગ ( મહાપુરુષોનુ વ્યાખ્યાન ) છે. ८०

पण-चउ-तिय जामाण, माहदुगे चित्तजुयल-जिट्ठदुगे ।
तह भज्जियधण्णाण, दालीण विपज्जए पायं ॥ ८१ ॥

[ पञ्चचतुस्त्रिकं यामानां माघद्विके चैत्रयुगले ज्येष्ठद्विके ।
तथा भ्रज्जितधान्यानां दालीनां विपद्यते प्रायः ॥ ८१ ॥]

માહ ને ફાગણુ, ચૈત્ર ને વૈશાખ, જેઠ ને અષાડ એ માસમા પાંચ, ચાર અને ત્રણ પહોર (આટો) મિશ્ર જાણુવો. તેમજ ભર્જિત ( ભુજેલ ) ધાન્યનો અને દાળનો કાળ પ્રાયે તેથી વિપર્યય જાણુવો ८१.

चालिय-छड्डिय-तुसरहिय-सुंवे जा ताव मिस्सियं नेयं ।
लोणजुयं जं सागं, भज्जिय-तलिएण तं सुद्धं ॥ ८२ ॥

[ चालितच्छर्दिततुषरहित शुम्बे यावत्तावन्मिश्रितं ज्ञेयम् ।
लवणयुत यत् शाक अग्नितलितेन तच्छुद्ध ॥ ८२ ॥ ]

ચાળેલ, છડેલ, ફોતરા રહિત કરેલ અને જ્યા સુધી સુપડામા હોય ત્યા સુધી ધાન્ય મિશ્ર ( સચિત્તયુક્ત ) જાણવુ અને લૂણ સહિત ભુજેલુ અને તળેલુ શાક શુદ્ધ જાણવુ ૮૨

अन्ने भणति भज्जिय-धण्णाण पक्कतलियमिव कालो ।
मग-पणदस-दसदिण, वासाइसु मिस्सलोणस्स ॥ ८३ ॥

[ अन्ये भणन्ति भ्रजितधान्याना पक्कतलितमिव काल ।
मास पञ्चदश दश दिनानि वर्षादिषु मिश्रलवणस्य ॥ ८३ ॥]

અન્ય આચાર્યો કહે છે કે-ભુજેલા ધાન્યનો પકવ અને તળેલા પ્રમાણે કાળ સમજવો અને લૂણથી મિશ્ર કરેલનો વર્ષાઋતુમા સાત દિવસ, શીયાળામા પદર દિવસ અને ઉનાળામા દશ દિવસનો કાળ જાણવો ૮૩

अतमुहुत्त मोयस्स, चोवीस जाम धाउपत्तगय ।
गोमुत्त जइ केवलमह साइम रसविवज्जासे ॥ ८४ ॥

[अन्तर्मुहूर्तं मोकस्य चतुर्विंशतिर्यामा धातुपात्रगतम् ।
गोमूत्र यदि केवलमथ स्वादिम रसविपर्यासे ॥ ८४ ॥]

મૂતનો અતર્મુહૂર્ત કાળ સમજવો અને ધાતુપાત્રમા જો કેવળ ગોમૂત્ર ગયુ હોય તો ચોવીશ પહોરનો કાળ જાણવો, પણ જો તેના રસનો વિપર્યાસ થઈ જાય તો તને સ્વાદિમ સમજવુ ૮૪

खाइमि तले विच्चासे, ति-चउ-पण जामयुसिणनीरस्स ।
वासाइसु तम्माणं, फासुजलस्सावि एमेव ॥ ८५ ॥

[खादिमे तलिते रसविपर्यासे त्रयः चत्वारः पंच यामा उष्णनीरस्य।
वर्षादिषु तन्मानं प्रासुकजलस्याप्येवमेव ॥ ८५ ॥ ]

તળેલા પદાર્થને પણ રસાદિનો વિપર્યાસ થયે છતે ખાદિમ સમજવુ. હવે ઉષ્ણ જળનો વર્ષાદિ ઋતુમાં ત્રણ. ચાર અને પાચ પહોરનો કાળ જાણવો, એટલે વર્ષાઋતુમાં ત્રણ પહોરનો, શિયાળામાં ચાર પહોરનો અને ઉનાળામાં પાચ પહોરનો, બીજી રીતે ફાસુ કરેલા જળનો કાળ પણ એ જ પ્રમાણે ઋતુભેદે ભિન્નભિન્ન જાણવો. ૮૫.

उस्सेइम संसेइम, तंदुलनीरं तिलोदगं वावि ।
तुसजवआयामं वा, सोवीरं सुद्धवियडं च ॥ ८६ ॥

अंबकविट्ठाऽऽमलगं, अंबाडग माउलिंग खज्जूरं ।
दक्खा दाडिम कयरं, चिंचा नालियर कोलजलं ॥ ८७ ॥

पुव्वतियं भत्तट्ठे, छट्ठे तिल-तुस-जवोदगं भणियं ।
आयामं सोवीरं, अट्ठमे उसिणनीरं च ॥ ८८ ॥

[ उत्स्वेदिमं संस्वेदिमं तन्दुलनीरं तिलोदकं वापि ।
तुषयवाचामं वा सौवीरं शुद्धविकटं च ॥ ८६ ॥

आम्रकपित्थामलकाम्बाडकमातुलिंगखर्जूराणां ।
द्राक्षादाडिमकरीराम्लिकानालीकेरकोलजलं ॥ ८७ ॥

पूर्वत्रिकमभक्तार्थे षष्ठे तिलतुषयवोदकं भणितं ।
आचामं सौवीरमष्टमे (तपसि) उष्णनीरं च ॥ ८८ ॥ ]

ઉસ્સેઇમ, સસેઇમ (અર્થ પ્રથમ આવી ગયો છે) તંદુલનીર (ચોખા ધોયાનું પાણી), તિલોદક, તુસ અને જવનું પાણી, આયામ તથા સોવીર અને શુદ્ધ પાણી (ત્રણ ઉકાળાવાળું પાણી), આમ્ર, કોઠ, આમળા, અંબાડક, માતુલિંગ (બીજોરું), ખજુર, દ્રાક્ષ, દાડમ, કેર, ચિંચા (આંબલી), નાળિયેર અને કોલ (બોરના ઠળીયા)નું જળ એમાંથી એક ઉપવાસમાં પૂર્વે કહેવા પૈકી પ્રથમના ત્રણ પ્રકારના પાણી કલ્પે, છઠ્ઠમા તલ, તુષ અને જવનું પાણી કલ્પે અને અઠ્ઠમમાં આયામ, સોવીર અને ઉષ્ણ જળ કલ્પે ૮૬-૮૮

अन्ठमसित्थ गलिय, तियदड्डुकलिय-परिमियमलेवं ।
पर(वि)कडजई(तवस्सी)ण कप्पइ, न कप्पई अण्णमुरुदोसा॥८९॥

[ अन्ठमसिक्थ गलित त्रिदण्डोत्कलित परिमितमलेप ।
परकृत यती(विकटतपस्वि)ना कल्पते
न कल्पतेऽन्यदुरुदोषात् ॥ ८९ ॥ ]

ત્રણ ઉપવાસથી વધારે તપવાળા મુનિને નિર્મળ, સિક્થ (દાણા) વિનાનું, ગળેલું, ત્રણ ઉકાળાએ ઉકાળેલું, પરિમિત અને અલેપ જળ અન્યનું કરેલું કલ્પે, અન્ય જળ ન કલ્પે, કારણ કે તેમાં ઘણા દોષનો સંભવ છે ૮૯

उस्सेइम ससेइम, तदुल-तिल-तुस-जवाण नीर च ।
आयाम सोवीर, सुद्ध वियड जल नवहा ॥ ९० ॥

[उत्स्वेदिम सस्वेदिम तन्दुल-तिल-तुष-यवाना नीर च ।
आचाम सौवीर शुद्ध विकट जल नवधा ॥ ९० ॥ ]

ઉસ્સેઇમ, સસેઇમ, તંદુલ, તિલ, તુષ અને જવનું પાણી, આયામ, સોવીર અને શુદ્ધ એમ અચિત્ત જળના નવ પ્રકાર છે ૯૦

तिहला तमालपत्तं, मुत्थय-कुट्ठं च खयरमाईहिं ।
फासुकयं खज्जाइहिं, कारणओ कप्पणिज्जं तु ॥ ९१ ॥

[ त्रिफला-तमालपत्र-मुस्तक-कुष्ठ-खदिरादिभिः ।
प्रासुकीकृतं खाद्यादिभिः कारणतः कल्पनीयं तु ॥ ९१ ॥ ]

ત્રિફળા, તમાલપત્ર, મોથ (નાગરમોથ), કોઠ (કઠ), ખેર વિગેરે નાંખીને ફાસુ કરેલું તથા ખાદ્યાદિકથી કરેલું ફાસુ જળ કારણે કલ્પી શકે છે ૯૧

जिट्ठतवेऽभत्तट्ठे, पडिमुवहाणेसु अभिग्गहायामे ।
सड्ढाणं चिय कप्पइ, उण्हजलं अणसणेवि तहा ॥ ९२ ॥

[ ज्येष्ठतपस्यभक्तार्थे प्रतिमोपधानेषु अभिग्रहाचाम्ले ।
श्राद्धानामेव कल्पते उष्णजलमनशनेपि तथा ॥ ९२ ॥ ]

જ્યેષ્ઠ (ત્રણ ઉપવાસથી વધારે) તપમાં, પ્રતિમા વહેનારને, અભિગ્રહમાં અને આચામ્લમાં શ્રાવકોને ઉષ્ણજલ જ કલ્પે છે. તેમજ અનશનમાં પણ ઉષ્ણજલ જ કલ્પે છે. ૯૨.

फलचिंचोदगमिगजाममायामं धण्णनीर मुहुत्ततिगं ।
उच्छुरसे सोवीरे, जामदुगं धोयणंतमुहु ॥ ९३ ॥

[ फलचिंचोदकमेकयामं आचामं धान्यनीरं मुहूर्तत्रिकम् ।
इक्षुरसे सौवीरे यामद्विकं धावनमन्तर्मुहूर्तम् ॥ ९३ ॥ ]

ફળ તથા આંબલી વિગેરેના પાણીને કાળ એક પહોરને, આયામ અને ધાન્યના નીરને ત્રણ મુહૂર્ત્તને, શેરડીના રસને અને સોવીરને બે પહોરને અને બીજા ધોયણને અંતર્મુહૂર્ત્ત કાળ જાણવો. ૯૩.

वण्ण-रस गंध पज्जवभेयविमिस्सं खु हवइ फासुजलं ।
मक्कर-गुड-खडाइवत्थुविभेएहिं परिणमियं ॥ ९४ ॥

[ वर्णरसगन्धपर्यवभेदविमिश्रं खलु भवति प्रासुकजलम् ।
शर्करागुडखण्डादिवस्तुविभेदैः परिणामितम् ॥ ९४ ॥ ]

વર્ણ, રસ, ગંધ અને પર્યાયના ફેરફારવાળું પાણી નિશ્ચયે કરી પ્રાસુક (અચિત્ત) થાય છે તેમજ સાકર, ગોળ અને ખાંડ વિગેરે વસ્તુ વિશેષે કરી પરિણામ પમાડેલું પાણી પણ પ્રાસુક થાય છે ૯૪

गो-एलग-महिसीणं, खीरं पण-अड-दसदिणाणुवरि सुद्धं ।
तिदिणाणुवरि चलद्धी, नवप्पसूयाण एमेव ॥ ९५ ॥

[ गवेडकामहिषीणां क्षीरं पञ्चाष्टदशदिनानामुपरि शुद्धम् ।
त्रिदिनानामुपरि चलद्धी नवप्रसूतानामेवमेव ॥ ९५ ॥ ]

ગાય, બકરી અને ભેંશનું દૂધ (તેના પ્રસવ પછી) પાંચ, આઠ અને દશ દિવસ પછી શુદ્ધ સમજવું એ જ પ્રમાણે નવ પ્રસૂતાની બળદ્ધી (બળી) ત્રણ દિવસ પછી શુદ્ધ સમજવી ૯૫

चउपहरोवरि जायं, दहिं सुद्धं हवइ कप्पणिज्जं च ।
तक्कजुयखीरेयी, बीयदिणे होइ मा कप्पा ॥ ९६ ॥

[ चतुष्प्रहरोपरि जातं दधि शुद्धं भवति कल्पनीयं च ।
तक्रयुता क्षैरेयी द्वितीयदिने भवति मा कल्प्या ॥ ९६ ॥ ]

(દૂધ મેળવ્યા પછી) ચાર પહોર ઉપરાંત થયેલું દહીં શુદ્ધ અને કલ્પનીય થાય છે અને તક્રયુક્ત ક્ષીર (દૂધપાક તથા ખીર) બીજે દિવસે કલ્પે છે ૯

निण्णीरं तिलमिस्सं, संधाणं तह वियारियफलाणं ।
अचित्तभोइणो पुण, कप्पइ तक्करमणु(वु)ग्गलियं ॥ ९७ ॥
[ निर्नीरं तैलमिश्रं सन्धानं तथा विदारितफलानाम् ।
अचित्तभोजिनः पुनः कल्पते तक्रमनु(मप्यु)द्गलितं ॥९७॥ ]

પાણી વિનાનું અને તેલથી મિશ્ર અથાણું તથા વિદારિત (કાપેલા) ફળો અને ગળેલી છાશ અચિત્તભોજીને પણ કલ્પે છે ૯૭.

निच्छल्लि-निव्वीयं, फलमामगमामुहुत्तुवरिकयं ।
विदलं तक्करमिस्सं, न कप्पमुसणीकएण विणा ॥ ९८ ॥
[ निस्त्वग्निर्बीजं फलमामकमामुहूर्तोपरिकृतं ।
विदलं तक्रमिश्रं न कल्प्यमुष्णीकृतेन विना ॥ ९८ ॥ ]

છાલ વિનાનું અને બીજ વિનાનું કાચું ફળ (શસ્ત્રપરિણત) એક મુહૂર્ત પછી કલ્પે છે, અને છાશ વિગેરે ઉષ્ણ કર્યા વિનાનું હોય તો તેમા મેળવેલું વિદળ (સ્નેહવિનાનું કઠોળ) કલ્પે નહીં ૯૮.

मोयाफलं पंडोली, घोसाडफलं च रुक्खगुंदाइ ।
तप्पडिवद्धं जं नो, हवइ तं कप्पमचित्तं ॥ ९९ ॥
[ मोचाफलं पटोलीघोषातफलं च वृक्षगुन्दरादि ।
तत्प्रतिवद्धं यत् नो भवति तत् कल्प्यमचित्तं ॥ ९९ ॥ ]

મોચાફળ (કદલીફળ), પડોળી (લઘુદ્રાક્ષા), ઘોસાડ ફળ[1] અને વૃક્ષનો ગુંદર કે જે તત્પ્રતિબદ્ધ ન હોય તે કલ્પ્ય અને અચિત્ત સમજવા. ૯૯.

---

૧ ઘીસોડા (ઘાસાડિયા ટીડોરાની વેલ)

## ઉપવાસના ત્રણ પ્રકાર

उक्किट्ठ-जहन्न-मज्झिमभेएहिं होइ तिविहमभत्तट्ठ ।
चउहार-सचित्तपरिचाएणुक्किट्ठभेएण ॥ १०० ॥
तिविहारेण जहन्ने, मज्झिमए कयसचित्तवावारो ।
तत्थाणाहारवत्थू, कप्पइ सव्वा वि रयणीए ॥ १०१ ॥
[ उत्कृष्टजघन्यमध्यमभेदैर्भवति त्रिविधमभक्तार्थम् ।
चतुर्धाहारसचित्तपरित्यागेनोत्कृष्टभेदेन ॥ १०० ॥
त्रिविधाहारेण जघन्य मध्यमके कृतसचित्तव्यापार ।
तत्रानाहारवस्तूनि कल्पन्ते सर्वाण्यपि रजन्याम् ॥ १०१॥ ]

અભક્તાર્થ ( ઉપવાસ ) ઉત્કૃષ્ટ, જઘન્ય અને મધ્યમ એમ ત્રણ પ્રકારે હોય છે. તેમા ચોવિહાર અને સચિત્તના ત્યાગવાળો ઉત્કૃષ્ટ જાણવો, તિવિહારનો કરેલો જઘન્ય જાણવો અને કર્યો છે સચિત્તનો વ્યાપાર જેણે તેને મધ્યમ જાણવો ( અહીં બાહ્ય ઉપભોગ સમજવો પણ પાન ન સમજવું ) તે ત્રણે પ્રકારના અભક્તાર્થમા રાત્રિએ અનાહારી સર્વ વસ્તુ કલ્પે છે ૧૦૦-૧૦૧

## ॥ આંબેલના ત્રણ પ્રકાર

आयंबिलमवि तिविहं, उक्किट्ठ-जहन्न-मज्झिमभेएहिं ।
निण्णेह ज तियलपू(घू)याइ पकप्पए तत्थ ॥ १०२ ॥
[ आचाम्लमपि त्रिविधमुत्कृष्टजघन्यमध्यमभेदैः ।
निःस्नेह यद्विदल अपू(घू)पादि च प्रकल्पते तत्र ॥१०२॥ ]

આંબેલ પણ ઉત્કૃષ્ટ જઘન્ય અને મધ્યમ એમ ત્રણ પ્રકારે કહ્યું છે. તેમા નિઃસ્નેહ (જેમાથી તેલ ન નીકળે તેવુ) દ્વિદળ ધાન્ય, પાટલી ( દાળ ) વિગેરે કલ્પે છે ૧૦૨

सियसिंधव–सूंठि–मिरि–मेही सोवच्चलं च विडलवणं ।
हिंगु–सुगंधिसुयाइं, पकप्पए साइमं वत्थू ॥ १०३ ॥
[ श्वेतसैन्धवसुंठिमिरिचमेथिसौवर्चलं च विडलवणं ।
हिंगुसुगन्धिसुवादि प्रकल्पते स्वादिमं वस्तु ॥ १०३ ॥]

શ્વેત સિંધવ, સુઠ, મરી( તીખા ), મેથી, કાળુ નિમક ( સચળ ), બિડલવણ, હીંગ, સુગધી સુવા વિગેરે સ્વાદિમ વસ્તુઓ કલ્પે છે ૧૦૩.

कारणजाएण जईण, असणं सिद्धं हविज्ज तिमियं वा ।
पिट्ठं जलेण रद्धं, घुग्घुरि ढुड्डाइ सिद्धेणं ( ण्णं ) ॥ १०४ ॥
[ कारणजातेन यतीनां अशनं सिद्धं भवेत्स्तिमितं वा ।
पिष्टं जलेन राद्धं घुर्घुरीढुड्डादि सिद्धान्नम् ॥ १०४ ॥ ]

મુનિને કારણ પ્રાપ્ત થયે રાંધેલુ અથવા ભીંજવેલુ અશન પાણીમા રાંધેલ લોટ ( ઘેંશ વિગેરે ) ઘુઘરી, ઢેઠવા વિગેરે સિદ્ધાન્ન કલ્પે છે. ૧૦૪

पप्पड–वडया रुक्खा, सिद्धा तिमणीकया हवइ कप्पा ।
भज्जियधण्णं तिणधण्णं कट्ठदलं सिणेहवियलं जं ॥ १०५ ॥
[पर्पटवटकानि रूक्षाणि सिद्धानि स्तीमनीकृतानि भवन्ति कल्प्यानि
भ्रज्जितधान्यं तृणधान्यं काष्ठदलं स्नेहविकलं यत् ॥ १०५ ॥]

લુખા (તેલ વિનાના) પાપડ, વડી, રાંધ્યા પછી ઢીલા થયેલા (સિદ્ધ તિમનીકૃત) કલ્પ્ય હોય છે, તેમજ ભુંજેલ ધાન્ય, ખડધાન્ય (તૃણ ધાન્ય) કાષ્ઠદળ જે તેલ રહિત હોય તે કલ્પે છે ૧૦૫

सव्वाणं धण्णाणं, पिहुया दुद्धेण सिद्ध साइमयं ।
वेसण–वग्घाराई, हलिद्दपभिई अकप्पं च ॥ १०६ ॥

[ सर्वेषा धान्याना पृथुका दुग्धेन सिद्ध स्वादिमम् ।
वेमणन्युद्घारितादि हरिद्राप्रभृत्यकल्प्य च ॥ १०६ ॥ ]

સર્વ ધાન્યના પોક, દૂધમા નાખેલા સ્વાદિમ વસ્તુ કહેવાય છે તે અને વેમણુ, વઘારેલ વસ્તુ વિગેરે અને હળદર વિગેરે (સ્વાદવાળી વસ્તુ) સર્વ અકલ્પ્ય છે ૧૦૬

ज तिमिउ काउ, नो सकइ त त न कप्पइ रयाइ ।
पाय हिंगु न कप्पइ, दुकयदोमप्पसगओ जम्हा ॥ १०७ ॥

[ यत्स्तिमितीकर्तुं न शक्यते तन्न कल्पते रतादि ।
प्रायो हिंगुर्न कल्पत द्विकृतदोषप्रसगतो यस्मात् ॥ १०७ ॥ ]

જે રતાદિ એટલે કાઠિન્ય રહિત માડા, ખાખરા, પાપડ વિગેરે આર્દ્ર કરી શકાતા નથી તે આબેલમા અકલ્પ્ય છે અને પ્રાયે હિંગ પણ (વિકૃઇ) આબેલમા કલ્પતી નથી, કારણ કે તેમા દ્વિકૃતરૂપ દોષનો સભવ છે ૧૦૭

दतवण तबोल, कायव्व नेव जबिलम्मि तवे ।
जलभिन्नमणाहार, कप्पइ सव्व पि तत्य ठिए ॥ १०८ ॥

[ दन्तपवन ताम्बूल कर्तव्य नैवाचाम्ले तपसि ।
जलभिन्नोऽनाहार कल्पते सर्वोपि तत्र स्थित ॥ १०८ ॥ ]

દાતણ કરવુ અને તબોલ ખાવુ તે આબેલના તપમા કલ્પતુ નથી અને જલભિન્ન અણાહારી વસ્તુઓ ત્યા બધી બધી કલ્પે છે ૧૦૮

सोवीरमुसिणजल, कप्पइ नो अण्णमम सिहि पाय ।
सोवीर सिद्धपिट्ठ, निग्गंट वियलमुच्छिट्ठ ॥ १०९ ॥

[सौवीरमुष्णजलं कल्पते नो अन्यदेष विधिः प्रायः ।
सौवीरं सिद्धपिष्टं निःस्नेहं विदलमुत्कृष्टे ॥ १०९ ॥]

ઉત્કૃષ્ટ આંબેલમાં સૌવીર અને ઉષ્ણ જળ કલ્પે છે, અન્ય જળ કલ્પતું નથી એવો પ્રાયે વિધિ છે. તેમ જ ઉત્કૃષ્ટ આયંબિલમાં સૌવીર સિદ્ધપિષ્ટ અને નિ.સ્નેહ વિદળ ( કલ્પે છે ) ૧૦૯.

मज्झिमि घुग्घुरियाइं, हिंगुप्पमुहाण कप्पणे भयणा ।
भज्जियधण्णाईयं, सव्वं पि पकप्पइ जहन्ने ॥ ११० ॥

[ मध्ये घुर्घुरिकादिहिंगुप्रमुखानां कल्पने भजना ।
भ्रज्जितधान्यादिकं सर्वमपि प्रकल्पते जघन्ये ॥ ११० ॥]

મધ્યમ આંબેલમાં ઘુઘ્ઘુરી વિગેરે અને હિંગ વિગેરે ભજનાએ કલ્પે છે, અને જઘન્ય આબેલમા ભુંજેલ ધાન્ય વિગેરે સર્વે કલ્પે છે. ૧૧૦.

दु-ति-चउ अंगुलमाणं, नीरं जइ हवइ सिद्धभत्तुवरि ।
आयंबिलं विसुद्धं, हविज्ज तो सव्वकट्ठहरं ॥ १११ ॥

[ द्वित्रिचतुरंगुलमानं नीरं यदि भवति सिद्धभक्तोपरि ।
आचाम्लं विशुद्धं भवेत्ततः सर्वकष्टहरम् ॥ १११ ॥]

રાધેલા અનાજ(ભાત)ની ઉપર બે, ત્રણ કે ચાર અંગુલ પ્રમાણ પાણી હોય તો તે ( ખાનારનું ) આબેલ વિશુદ્ધ કહેવાય છે અને તે સર્વ કષ્ટને હરનાર છે. ૧૧૧.

जगरा-जीरय जुत्तं, ओयणमिह कप्पए जईण पुणो ।
सड्ढाणं नो कप्पइ, तूयरि लट्टाइयं वि पुणो ॥ ११२ ॥

[ जगारी जीरकयुक्तमोदनमिह कल्पते यतीना पुन
श्राद्धाना नो कल्पते तुवरीलड्डादिकमपि पुनः ॥ ११२ ॥ ]

જગારી અને જીરા યુક્ત ઓદન અહીં ( આએલમા ) સાધુને કલ્પે છે શ્રાવકને તે અને તુવરી તથા વટાણા લડ્ડાદિક પણ કલ્પતુ નથી ૧૧૨

નીવિના ત્રણ પ્રકાર

निव्विगय पुण तिविह, इग-बीयासणेगठाण-दत्तितवे ।
चग्घारियतीमण-खज्जग-विगइगय नोवभुजेइ ॥ ११३ ॥

[ निर्विकृतिक पुनस्त्रिविध एकद्व्यासनैकस्थानदत्तितपासि-
व्युद्घारिततीमनखाद्यकविकृतिगत नोपभुनक्ति ॥ ११३ ॥ ]

નીવિ પણ ( ઉત્કૃષ્ટાદિ ) ત્રણ પ્રકારની છે અને એકાસણુ, બેસણુ અને એકલઠાણુ એ ત્રણ પ્રકારનુ તપ છે, દત્તિની સખ્યારૂપ પણ તપ છે તેમા વઘારેલુ તિમન, ખાજા અને વિકૃતિકૃત ( લીલીયાતા ) ખવાતા નથી ૧૧૩

अत्थ अलेव भुजइ, खाइमवत्थू वि नोवभुजेइ ।
उक्किट्ठ निव्विगई, मज्झिमओ खाइम भुजे ॥ ११४ ॥

तत्थ जहन्ने सव्व, विगइगय भुजए अ कारणओ ।
सपइ इगासणमि य, किज्जइ निव्विगयपच्चक्खाण ॥ ११५ ॥

[ अन्नालेप भुनक्ति खादिमवस्त्वपि नोपभुञ्जीत ।
उत्कृष्टा निर्विकृति मध्यमतः खादिम भुञ्जयात् ॥ ११४ ॥

तत्र जघन्ये सर्वं विकृतिगत भुक्ते च कारणत ।
सम्प्रत्येकाशने च क्रियते निर्विकृतिक प्रत्याख्यान ॥११५॥]

અહીંયાં ઉત્કૃષ્ટ નીવીમાં અલેપ દ્રવ્ય ખવાય, ખાદિમ વસ્તુ ન ખવાય. મધ્યમ નીવીમા ખાદિમ વસ્તુ ખવાય, અને જઘન્ય નીવીમા કારણે સર્વ વિકૃતિકૃત ( નીવીયાતા ) ખવાય. સાંપ્રતકાળે એકાસણા સાથે નીવીનું પચ્ચખ્ખાણ કરાય છે ૧૧૪–૧૧૫

सोवीरमुसिणनीरं, पकप्पए तिविहनिव्विगइयम्मि ।
पायं सचित्तचाओ, किज्जइ वहुदिणतवे भयणा ॥ ११६ ॥

[ सौवीरमुष्णनीरं प्रकल्पते त्रिविधनिर्विकृतिके ।
प्रायः सचित्तत्यागः क्रियते वहुदिनतपसि भजना ॥११६॥]

ત્રણે પ્રકારની નીવીમા સૌવીર અને ઉષ્ણ જળ કલ્પે છે. પ્રાયે સચિત્તનો ત્યાગ કરાય છે બહુ દિવસના તપમાં ભજનાએ કરાય છે. ૧૧૬

रइयं पगरणमेयं, मुणीणमाहारभेयनाणट्ठं ।
सिरिसिरिचंदमुणींदेण, हेमसूरीण सीसेण ॥ ११७ ॥

[ रचितं प्रकरणमेतन्मुनीनामाहारभेदज्ञानार्थम् ।
श्रीश्रीचन्द्रमुनीन्द्रेण हेमसूरीणां शिष्येण ॥ ११७ ॥ ]

આ પ્રકરણ શ્રી હેમચંદ્રસૂરિના શિષ્યશ્રી શ્રીચંદ્રમુનીંદ્રે મુનિને આહારના કલ્પ્યાકલ્પ્ય વિભાગને જાણવા માટે રચ્યું છે.

॥ ઇતિ [1]સંસ્કૃતાનુવાદસમેતઃ શ્રી લઘુ-
પ્રવચનસારોદ્ધારઃ સાર્થઃ સમાપ્તઃ ॥

---

૧ અનુવાદ તથા અર્થમા જે કાંઇ વિરુદ્ધ લખાયું હોય તેના મિચ્છામિદુક્કડં સાથે સૂચવવાની પ્રાર્થના કરવામાં આવે છે.

# પરિશિષ્ટ ૧

## પચ્ચખ્ખાણભાષ્યની ચાર આહાર સબંધી ગાથા ૨

असणे मुग्गोअणसत्तु-मंडपयखज्जरब्बकंदाई ।
पाणे कंजियजवकयरकक्कोडोदगसुराइजल ॥ १४ ॥
खाइमे भत्तोसफलाइ, साइमे सुंठिजीरअजमाइ ।
महुगुलतंबोलाई, अणहारे मोयनिंबाइ ॥ १५ ॥

### આ બે ગાથાનો વિશેષાર્થ—

૧ **અસણ**—મગ વગેરે સર્વ કઠોળ ૧, ભાત વગેરે સર્વ જાતિના ચોખા, તંદુલ, ઘઉં વગેરે સર્વ જાતિના ધાન્ય ૨, સાથવો વગેરે ( જુવાર, મગ વગેરેને શેકીને તેનો બનાવેલો લોટ ) ૩ માંડા વગેરે ( પુડા, પોળી, રોટલી, રોટલા વગેરે ) ૪, દૂધ વગેરે ( દહીં, ઘી, તેલ વગેરે ) ૫, ખાજા વગેરે ( સર્વ જાતિના પક્વાન્ન, મોદક વગેરે ) ૬, રાબ વગેરે ( સર્વ જાતિની ઘેંશ ) ૭, અને કંદ વગેરે ( સર્વ વનસ્પતિના કંદમૂળફળાદિકના રાંધેલા શાક વગેરે ) ૮—એ સર્વ અશનમાં ગણાય છે આ આઠ પ્રકારમાં સર્વ અશનનો સમાવેશ છે

૨ **પાણ**—પાણીમાં કાંજીનું પાણી (છાશની આછ), જવનું પાણી (જવનું ધોવણ), કેરનું પાણી (કેરનું ધોવણ), અને કર્કટિકનું તે કાકડી, ચીભડાં વગેરે ફળોની અંદર રહેલું અથવા તેના ધોવણનું પાણી તથા મદિરા વગેરે એ સર્વ જાતિના પાણી પાણઆહારમાં ગણાય છે, પરન્તુ તિવિહારના પચ્ચખ્ખાણવાળાને એ પાણી કલ્પે નહિ તેને તો નદી, કૂવા તળાવ વગેરેના પાણી કે જે કર્પૂરાદિ અન્ય પદાર્થવડે મિશ્ર થયેલ ન હોય તેવા શુદ્ધ પાણી જ કલ્પે છે, અને કર્પૂર, દ્રાક્ષ, એલાઇચી આદિ સ્વાદિમ વસ્તુઓથી મિશ્ર કરેલા પાણી સ્વાદિમમાં ગણાય છે તે દુવિહારમાં કલ્પે છે

૩ **ખાદિમ**—જે વસ્તુ ખાવાથી ક્ષુધાની પૂર્ણ શાંતિ ન થાય પણ કંઈક સંતોષ થાય તેવી વસ્તુઓ ખાદિમમાં ગણાય છે

તેનાં નામ આ પ્રમાણેઃ શેકેલાં ધાન્ય એટલે મમરા, પહુવા, ચણા, દાળીઆ, મગ વગેરે તથા ખજૂર, ખારેક, નાળીએર, બદામ, દ્રાક્ષ, કાજુ વગેરે મેવા, કેરી, ચીભડાં, તરબૂચ, ખડબુજ વગેરે ફળો, શેરડી વગેરે, તથા કોઠવડી, આમળા ગંઠી, આંબાગોળી, કોઠીપત્ર, લીંબુઇપત્ર વગેરે ખાદિમમાં ગણાય છે, તે દુવિહારમા કલ્પે નહિ

૪ **સ્વાદિમ** વસ્તુઓનાં નામ: સૂંઠ, હરડે, પીપર, મરી, જીરૂં, અજમો, જાયફળ, જાવ ત્રી, કાથો, ખેરવટી, જેઠીમધ, કેશર, નાગકેશર, તમાલપત્ર, એલચી, લવિંગ, બીડલવણ. અજમોદ, પીપરીમૂળ, ચીણિકબાબા, મોથ, કાટાસેલીઓ, કપૂર, હરડાં, બેડાં, બાવળની છાલ, ધાવડીની છાલ, ખેરની છાલ, ખીજડાની છાલ તથા તેના પત્ર. સોપારી, હીંગ, જવાસામૂળ, બાવચી, તુળશી, કચૂરો, તજ, સ ચળ, પુષ્કરમૂળ, તથા તંબોળ ( નાગરવેલનું પાન ), વરીઆળી, સુવા ઇત્યાદિ સ્વાદિમ પદાર્થો દુવિહારમાં કલ્પે છે. આમાંથી જીરૂ અને અજમાને કેટલાક આચાર્યો ખાદિમમાં પણ ગણે છે.

તથા મધ, ગોળ, ખાંડ ને સાકર પણ સ્વાદિમમા ગણાય છે, પરન્તુ એ તૃપ્તિ કરનાર હોવાથી દુવિહારમાં કલ્પે નહિ.

આ ચારે ભેદોમાં જણાવેલી બધી વસ્તુ ભક્ષ્ય જ છે તેમ જાણવુ નહિ. માત્ર વસ્તુસ્વરૂપનિરૂપણ કર્યું છે.

૫ **અણાહારી** વસ્તુઓનાં નામ:–લીંબડાંનાં પાચ અંગ (પત્ર, છાલ, કાષ્ઠ, ફળ, ફૂલ વગેરે), ગોમૂત્ર વગેરે મૂત્રો, ગળો, કડુ, કરીઆતુ, અતિવિષ, ચીડ, રાખ, હળદર, ઉપલેટ, વજ, હરડા, બેડા ને આમળા સમભાગે હોય તો, બાવળની છાલ, ધમાસો, નાહી, આસંધિ, રીંગણી, એળીઓ, ગૂગળ, બોરડી, કંથેરી, ખેરમૂળ, કુંઆર, મંજીઠ, બોળ, ચિત્રક, કુંદરૂ, ફટકડી, ચીમેડ, થુઅર (થોર), આકડો ઇત્યાદિ જે વસ્તુઓ અનિષ્ટ સ્વાદવાળી હોય તેને અણાહારી જાણવી.

આમાંની કેટલીક વસ્તુ સ્વાદિમમાં પણ ગણાય છે

# પરિશિષ્ટ ૨

## અણાહારી વસ્તુઓના નામો અમને જુદે જુદે સ્થળેથી મળ્યા છે તે—

૧ અગર
૨ અફીણ
૩ અતીવિષની કળી
૪ અર્કાદિ પંચ
૫ અંબર
૬ આસગંધ
૭ આઠી
૮ એળીયો.
૯ ઇદ્રાણીમૂળ(ઇદ્રવારુણીમૂળ)
૧૦ ઉપલેટ
૧૧ ઊજનળી
૧૨ કસ્તૂરી
૧૩ કડુ
૧૪ કનીયાતુ
૧૫ કઠાછાલ
૧૬ કણમૂળ
૧૭ કપાસમૂળ
૧૮ કેરડામૂળ
૧૯ કથેરમૂળ
૨૦ કુંવાર
૨૧ કીદરૂ
૨૨ ગીઝી ઇટાલો
૨૩ ખારો
૨૪ ખેરસાર
૨૫ ખેગમૂળ
૨૬ ખોરાસાણી વજ
૨૭ ગળો
૨૮ ગુગળ
૨૯ ગોમુત્રાદિ મૂત્રો
૩૦ ઘોડાવજ
૩૧ ચીત્રાછાલ
૩૨ ચીમેડ
૩૩ ચીડ.
૩૪ ચોપચીની
૩૫ ચુનો
૩૬ જવખાર
૩૭ ઝેરી કોપરુ ( નાળીયેર )
૩૮ ઝેરી ગોઠલી
૩૯ ટંકણખાર
૪૦ ડાભમૂળ.
૪૧ તગર
૪૨ તંબાકુ
૪૩ ત્રિફળા (હરડા-બેડા અને આંબળા સરખે ભાગે )
૪૪ દારૂલ
૪૫ ધમાસો
૪૬ નઇકદ
૪૭ પુંનાડ

૪૮ પાનની જડ.
૪૯ ફટકડી.
૫૦ બોરછાલ.
૫૧ બોરમૂળ.
૫૨ બાવળછાલ.
૫૩ બોજકણ (બુચકણ)
૫૪ બીયાનું લાકડું (બોલ બીયાં)
૫૫ બોળ.
૫૬ મલીયાગરૂ
૫૭ મજીઠ.
૫૮ રાખ
૫૯ લોરીંગણી ઊભી ને બેઠી.
૬૦ રોહિણીછાલ.
૬૧ લીંબડાના ૫ ચાંગ (મૂળ-છાલ-કાષ્ઠ-પત્ર-મોર.)
૬૨ વખમો.
૬૩ સુખડ.
૬૪ સુરોખાર.
૬૫ સાજીખાર
૬૬ હરડેછાલ
૬૭ હળદર.
૬૮ હીમજ.
૬૯ કેશર.
૭૦ કણીયર.
૭૧ ખારેકના ઠળીઆ.
૭૨ જેઠીમધનું મૂળ
૭૩ રીંગણી
૭૪ થોર.
૭૫ આકડાની સુકી જડ.
૭૬ કુંવાડીઆના બી.

આ સિવાય સર્વ અનિષ્ટસ્વાદવાળી વસ્તુઓ.



આ અણાહારી પદાર્થો રાત્રે ચોવિહાર પચ્ચખ્ખાણવાળાને કલ્પે છે.. તિવિહારના પચ્ચખ્ખાણવાળાને મુઠસી આદિ ચોવિહાર પચ્ચખ્ખાણ કરવાથી તે કલ્પી શકે છે.



### શ્રી નયવિમળજી વિરચિત

## સચિત્ત અચિત્ત સજ્ઝાયને આધારે

### સચિત્ત અચિત્ત વિવરણ.

બે ઋતુ મળીને એક ચોમાસુ કહેવાય છે છ ઋતુ મળીને એક વર્ષ કહેવાય છે વર્ષા, શીત અને ઉષ્ણ એમ ત્રણ ચોમાસાવડે વર્ષ કહેવાય છે શ્રાવણ, ભાદરવો, આસો અને કાર્તિક એ ( અશાડ શુદિ ૧૪ થી કાર્ત્તિક શુદિ ૧૫ સુધી ) વર્ષાચોમાસુ કહેવાય છે માગશર, પોષ, માહ અને ફાગણ એ શીતચોમાસુ કહેવાય છે તથા ચૈત્ર, વશાખ, જેઠ અને અષાડ એ ઉષ્ણચોમાસુ કહેવાય છે અથવા અષાડચોમાસુ, કાર્તિકચોમાસુ અને ફાગણચોમાસુ એ પ્રમાણે પણ ત્રણ નામ છે વર્ષા, શરદ, શિશિર, હેમત, વસત અને ગ્રીષ્મ એ છ ઋતુઓ બબ્બે માસની છે

હવે કાળમાન કહે છે—વર્ષાઋતુમા પદર દિવસ, શીયાળામા ત્રીશ દિવસ અને ઉનાળામા વીશ દિવસ પકવાન્ન કલ્પે, પછી અભક્ષ્ય સમજવુ

રાધેલુ વિદળ ચાર પહોર રહે, ઓદન આઠ પહોર રહે, દહીં, કાજી ને છાશ સોળ પહોર રહે ( બે રાત્રિ વીતે તો અકલ્પ્ય ગણવાનો વ્યવહાર છે ) પછી તેમા જીવોત્પત્તિ થાય છે

પાપડ ( શેકેલા ), લોઈયા, વટક ( વડા ) અને પોળીનુ ચાર પહોરનુ માન છે નિર્વિકૃતિક સુખડી વિગેરે પકવાન્નનું કાળમાન ચલિતરસ થતા સુધી છે

ધાન્યનુ ધોવણ છ ઘડી, જળવાણી બે ઘડી, દળનુ ધોવણ

એક પહોર અને ત્રિફળાનું જળ બે ઘડી ( અન્યત્ર ત્રણ પહોર ) સુધી કલ્પે

ત્રણ વાર ઉકાળે આવેલું શુદ્ધ જળ તે ઉષ્ણ જળ કહેવાય છે. તેનું વર્ષાઋતુમા ત્રણ પહોર, શીયાળામાં ચાર પહોર અને ઉનાળામા પાચ પહોર કાળમાન છે.

શ્રાવણ ભાદરવામાં વગર ચાળેલો મિશ્ર લોટ પાચ દિવસ, આસો કાર્તિકમાં ચાર દિવસ, માગશર પોષમાં ત્રણ દિવસ, માઘ ફાગણમાં પાચ પહોર, ચૈત્ર વૈશાખમાં ચાર પહોર, જેઠ અષાડમાં ત્રણ પહોર અચિત્ત, તદુપરાંત તે સચિત્ત થાય છે.

અળશી, કોદરા, કાગ ને જુવાર સાત વર્ષે અચિત્ત થાય છે, વિદળ ( સર્વ ), તલ, તુર, વાલ પાચ વર્ષે અચિત્ત થાય છે. ઘઉ, શાળ, ખડ ધાન્ય, કપાસ ત્રણ વર્ષે અચિત્ત થાય છે. શીત, તાપ અને વર્ષા આદિ શસ્ત્રોએ સચિત્તયોનિ પણ અચિત્ત થાય છે.

હરડે, પીપર, મરીચ( તીખા ), બદામ, ખારેક, દ્રાક્ષ, એલચી વિગેરે જળમાર્ગે સો યોજન જાય ત્યારે અને સ્થળમાર્ગે સાઠ યોજન જાય ત્યારે ધૂમ્ર, અગ્નિ અને પરિવર્તન ( પછડાવા ) વિગેરેથી અચિત્ત યોનિવાળા થાય છે. પ્રવહણમાં આવેલી સચિત્ત વસ્તુ અચિત્ત થાય છે, એમ પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે.

ગેરૂ, મણશીલ, લૂણ, હરીયાળ જળવટ માર્ગે આવે તે રસાળ છતાં અચિત્ત થાય એમ પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે, પણ તે લેવાની આજ્ઞા નથી.

ધોળો સિંધવ શ્રાદ્ધવિધિમાં અચિત્ત કહ્યો છે ઇલાદિક તથા ઓળા વિગેરે પદાર્થોની અચિત્તપણે સ્થાપના કરાતી

નથી ખોરૂ ઘી જેના કાળાતીત થવાથી વર્ણાદિક પલટાયા હોય તે અને વિદળ સાથે કાચુ ( ઉષ્ણ કર્યા વિનાનુ ) દૂધ, દહીં ને છાશ અભક્ષ્ય કહેલા છે

જુગલી રાબ બાર પહોર અને રાઈતુ, અજાબ સોળ પહોર રહે છે અને દહીં ને રાઈ દીધેલુ વિદળ ઉષ્ણ કરે તો શુદ્ધ થાય છે

કઢા વિગઈની જેમ શેકેલુ ધાન્ય સમજવુ ગોમૂત્રનું કાળ માન ચોવીશ પહોરનું સમજવું ઢુંઢણી આદિક વિદળની દાળનો કાળ શેકેલા ધાન્યની જેટલો સમજવો

શેરો, લાપશી વિગેરેનો વિદળની જેમ ચાર પહોરનો કાળ સમજવો જ્યારે જેનો કાળ પૂરો થાય ત્યારપછી તે વસ્તુને અભક્ષ્ય સમજવી અથાણા વિગેરે વસ્તુઓનું કાળમાન ચલિતરસ થતા સુધી સમજવુ

બીડલવણાદિકનો કાળ શાસ્રમા અનેક પ્રકારે કહ્યો છે ત્યાથી તે જાણી લેવુ અલ્પબુદ્ધિને સદેહ પડે માટે અમે અહીં કહ્યો નથી

આર્દ્ર ધાન્ય વિગેરે જેને અકુરા ફૂટે તે સર્વ વસ્તુ અભક્ષ્ય સમજવી અહીં કહેલા લવલેશ વિચારનો વિસ્તાર પ્રવચનસારોદ્ધારથી જાણવો

---

## શ્રી વિનયવિજયોપાધ્યાયકૃત સજ્ઝાય ઉપરથી

### આબિલ સબધી કલ્પ્યાકલ્પ્યનુ વિવરણ

આબેલનો તપ ઘણો મહિમાવાળો છે તે તપમા સર્વ વિગય ખપતી નથી તદુપરાત સર્વ વિદલ તલ ને તૂર વિના

કલ્પે છે અળશી, કોદરા ને કાંગ ખપતાં નથી. ખડધાન, પોંક, હુકટ અને સર્વ જાતિનાં ફળ ખપતાં નથી

ઓસામણમાં જો બીજું જળ ભળે તો આંબેલમાં ખપતો આંબિલ રસ ટળી જાય છે. બીડલવણ, સૂંઠ, મરી( તીખા ), સુવા, મેથી, સંચળ, રામઠ અને અજમાદિક ભેગા રંધાય તો આંબિલમાં કલ્પે છે. છરૂ ભળેલી વડી કલ્પે છે, પણ છરૂ કલ્પતું નથી.

ગોમૂત્ર વિના બીજા અનાહારી સર્વ પદાર્થો લેવાનો વ્યવહાર છે. તંદુલની સાત જાતિ છે તે બધા આબિલમા કલ્પે છે શેકેલ ધાન્ય, અપકવ દાળ, માંડા ને ખાખરા લેવાય નહિ. હળદર, લવિંગ, પીપર, પીપળી, હરડે, સીંધવ, વેસણ, જે સ્વાદિમ ને ખાદિમમા ગણાય છે તે આંબિલમાં લેવાય નહિ ઉત્કૃષ્ટ આંબિલમાં ઉષ્ણ જળ જ કલ્પે છે, જઘન્ય આંબિલમાં કાંજીનું જળ પણ કલ્પે છે જે નિર્દૂપણ આંબિલ કરે તે મુખધોવણ ને દાંતણ ન કરે. જે નિર્દૂપણ આંબિલ કરવા ધારે તેને ઓદન લેવાનો જ વ્યવહાર છે આટો ને લિંગટ પાણીવાળું હોય તે પણ આંબિલમા લેવું કલ્પે છે.

આ સંબંધમાં અશઠ અને અસુમચ્છરી ગીતાર્થ જે વિધિ બતાવે તે સાચો માનવો, કારણ કે લાભાલાભનો વિચાર જાણે તેને જ વિધિગીતાર્થ જાણવા

આંબેલનો તપ સર્વ વિઘ્નનું વિદારણ કરવામાં ઉત્કૃષ્ટ કારણભૂત છે ઇતિ.



આ બને સજ્ઝાય સજ્ઝાયમાળામાં છપાયેલ છે તેથી શંકા પડે તો તેમાં જોઇને ખાત્રી કરવી અને વિરૂદ્ધ લખાયું હોય તો મિચ્છામિ દુક્કડં સાથે સૂચના કરવા પ્રાર્થના છે.

# ॥ अथ श्रीसम्यक्त्वकुलकम् ॥

[ संस्कृतानुवाद-भाषान्तरसहितम् ]



वेसागिहेसु गमणं, महाविरुद्धं जहा कुलवहूणं ।
जाणाहि तहा सावय !, सुसावगाणं कुतित्थेसु ॥ १ ॥

वेश्यागृहेषु गमनं, महाविरुद्धं यथा कुलवधूनाम् ।
जानीहि तथा श्रावक !, सुश्रावकाणां कुतीर्थेषु ॥ १ ॥

હે શ્રાવક ! જેમ કુલીન સ્ત્રીઓને વેશ્યાના ઘરે જવું અતિ વિરૂદ્ધ છે, તેમ સારા શ્રાવકોને અન્યતીર્થમાં (તેના દેવમંદિર વિગેરે સ્થાનોમાં) જવું અતિ વિરૂદ્ધ છે એમ તું જાણ. ૧

भणइ जणो नारीणं, सइत्तणं कत्थ वेसगिहगमणे ।
एवं कुतित्थगमणे, सम्मत्तं सावगस्स कहं ॥ २ ॥

भणति जनो नारीणां, सतीत्वं कुत्र वेश्यागृहगमने ।
एवं कुतीर्थगमने, सम्यक्त्वं श्रावकस्य कथम् ॥ २ ॥

લોક પણ કહે છે કે-વેશ્યાને ઘેર જવાથી સ્ત્રીઓનું સતી પણું ક્યાંથી હોય ? અર્થાત્ ન જ હોય તે જ પ્રમાણે કુતીર્થમાં જવાથી શ્રાવકને સમકિત કેમ હોય ? અર્થાત્ ન જ હોય. ૨

किर धम्मंमि कुसलओ, सुसावगो सोवि आगओ इहइं ।
तम्हा एस पहाणो, सिवाइभणिओ य जो धम्मो ॥ ३ ॥

किल धर्मे कुशलः, सुश्रावकः सोऽप्यागत इह ।
तस्मादेष प्रधानः, शिवादिभणितश्च यो धर्मः ॥ ३ ॥

( सुश्रावक मिथ्यात्वीना देवमदिर विगेरेमां जाय तेथी ते लोको बोले के- ) " जैनधर्ममां कुशळ एवो ते श्रावक पण अहीं आव्यो, तेथी महादेव विगेरेए कहेलो जे धर्म ते प्रधान धर्म छे. " ३.

एवं तब्भत्ताणं, थिरकरणं कुणइ तत्थ वच्चंतो ।
वड्ढारइ मिच्छत्तं, सुबोहिबीयं हणइ तेसिं ॥ ४ ॥

एवं तद्भक्तानां, स्थिरकरणं करोति तत्र व्रजन् ।
वर्धयति मिथ्यात्वं, सुबोधिबीजं हन्ति ततस्तेषाम् ॥ ४ ॥

आ प्रमाणे मिथ्यात्वीना देवमंदिरमां जतो श्रावक ते शिवादिकना भक्तोने तेमां स्थिर करे छे, तेओना मिथ्यात्वने वधारे छे अने ( पोताना ) बोधिबीजने हणे छे. ४.

अन्नेसिं सत्ताणं, मिच्छत्तं जो करेइ मूढप्पा ।
सो तेण निमित्तेणं, न लहइ बोहिं जिणाभिहियं ॥ ५ ॥

अन्येषां सत्वानां, मिथ्यात्वं यः करोति मूढात्मा ।
स तेन निमित्तेन, न लभते बोधिं जिनाभिहिताम् ॥ ५ ॥

जे मूढात्मा पुरुष बीजा प्राणीओने मिथ्यात्व पमाडे छे, ते पुरुष ते निमित्तवडे जिनेश्वरे कहेली बोधिने पामतो नथी. ५.

सो परमप्पाण चिय, पाडेइ दुरुत्तरंमि समारे ।
मिच्छत्तकारणाइ, जो न विवज्जेइ दूरेण ॥ ६ ॥

स परमात्मान चैव, पातयति दुरुत्तरे ससारे ।
मिथ्यात्वकारणानि, यो न विवर्जयति दूरेण ॥ ६ ॥

જે પુરુષ મિથ્યાત્વના કારણોનો દૂરથી જ ત્યાગ કરતો નથી, તે પુરુષ બીજાને અને પોતાને પણ દુસ્તર સંસારમા પાડે છે ६

चिंतामणिव्व दुलह, सम्मत्त पाविऊण अन्नेहिं ।
त हारवेइ जीवो, लोइयतित्थेसु जतेण ॥ ७ ॥

चिन्तामणिमिव दुर्लभ, सम्यक्त्व प्राप्यान्यत्र ।
तद् हारयति जीवो, लौकिकतीर्थेषु यानेन ॥ ७ ॥

ચિંતામણિની જેવા દુર્લભ સમ્યક્ત્વરત્નને અન્ય ( પ્રશસ્ત ) સ્થાનમા પામેલો જીવ લૌકિક તીર્થમા જવાવડે તે સમ્યક્ત્વને હારી જાય છે-( નાશ પમાડે છે ) ७

दसणविराहगाण, तल्लाभुक्कोसणतकालाओ ।
तम्हा दसणरयण, सव्वपयत्तेण रक्खति ॥ ८ ॥

दर्शनविराधकाना, तल्लाभ उत्कर्षतोऽनन्तकालेन(त्त) ।
तस्माद्दर्शनरत्न, सर्वप्रयत्नेन रक्ष्यमिति ॥ ८ ॥

સમકિતની વિરાધના કરનાર પ્રાણીઓને ફરીથી તેની પ્રાપ્તિ ઉત્કૃષ્ટથી અનંતે કાળે થાય છે, તેથી તે સમકિત રૂપી રત્ન સર્વ પ્રયત્નવડે રક્ષણ કરવા યોગ્ય છે ८

जह सियवडेण रहियं, न तरइ भव(र)सायरंमि वोहित्थं ।
तह सम्मत्तेण विणा, किरियरुई न तरइ भवोहं ॥ ९ ॥

यथा श्वेतपटेन रहितं, न तरति भरसागरे वोहित्थम् ।
तथा सम्यक्त्वेन विना, क्रियारुचिर्न तरति भवौघम् ॥९॥

જેમ સઢ વિનાનું વહાણ ભરસમુદ્રમાં તરતુ નથી, તેમ સમકિત વિનાની ક્રિયારૂચિવાળો જીવ ભવના સમૂહને તરતો નથી. ૯.

जह व विणट्ठे तुंबे, साहारो नेह होइ अरएहिं ।
तह सम्मत्तेण विणा, ताणं च न होइ चरणेण ॥ १० ॥

यथा वा विनष्टे तुम्बे, साधारो नेह भवत्यरकैः ।
तथा सम्यक्त्वेन विना, त्राणं च न भवति चरणेन ॥१०॥

જેમ તુંબ ( મધ્ય ભાગ ) નાશ પામવાથી આગવડે રથ આધારવાળો થતો નથી, તેમ સમ્યકત્વ વિના એકલા ચારિત્રવડે ધર્મનું રક્ષણ થતુ નથી ૧૦.

जह विच्छायं पउमं, हवइ विणट्ठंमि कन्नियामत्ते ।
तह विच्छाया किरिया, हवइ हु सम्मत्तनासंमि ॥ ११ ॥

यथा विच्छायं पद्मं, भवति विनष्टे कर्णिकामात्रे ।
तथा विच्छाया क्रिया, भवति खलु सम्यक्त्वनाशे ॥११॥

જેમ કર્ણિકા નાશ પામવાથી કમળ કાંતિ રહિત થાય છે, તેમ સમ્યક્ત્વનો નાશ થવાથી ચારિત્રની ક્રિયા કાંતિ રહિત થાય છે. ૧૧.

जह महआयथण पिय, पीढविणासे निणस्सए सव्वं ।
सम्मत्तपीढनासे, तह नासइ गुरु तवचरणं ॥ १२ ॥

यथा महायतनमपि च, पीठविनाशे विनश्यति सर्वम् ।
सम्यक्त्वपीठनाशे, तथा नश्यति गुरुतपश्चरणम् ॥१२॥

જેમ પીઠ ( પાયા ) ના વિનાશ થવાથી મોટા મહેલ આખો નાશ પામે છે, તેમ સમ્યકૃત્વ રૂપી પી૦નો નાશ થવાથી મોટી તપશ્ચર્યા નાશ પામે છે ૧૨

जह वा सालीपल्लो, कीडक्खइओ हवेज्ज नीसारो ।
खीणे तह सम्मत्ते, हवइ असारं तवचरणं ॥ १३ ॥

यथा वा शालिपल्य , कीटखादितो भवेन्नि सार ।
क्षीणे तथा सम्यक्त्वे, भवत्यसार तपश्चरणम् ॥ १३ ॥

અથવા તો જેમ કીડાઓ ખાધેલો ડાગરનો પાયો નિસ્સાર થાય છે,તેમ સમ્યકૃત્વ ક્ષીણ થવાથી તપશ્ચરણુ અસાર થાય છે ૧૩

अंधारनच्चियं पिव, मयदेहोवट्टणं जहा विहलं ।
इय सम्मत्तेण विणा, सव्वमवस्समणुट्ठाणं ॥ १४ ॥

अन्धकारनर्तितमिव, मृतदेहोद्वर्तनं यथा विफलम् ।
इति सम्यक्त्वेन विना, सर्वमवश्यमनुष्ठानम् ॥ १४ ॥

જેમ અંધકારમા કરેલુ નૃત્ય તથા મૃતક શરીરનુ ઉદ્વર્તન ( તેલ વિગેરે ચોળવુ તે ) નિષ્ફળ છે, તેમ સમ્યકૃત્વ વિનાનુ સર્વ અનુષ્ઠાન અવશ્ય નિષ્ફળ છે ૧૪

ता इत्थेव पयत्तो, कायव्वो दुल्लहं पुणो एयं ।
दंसणरयणं रयणं व, दुल्लहं मंदपुन्नाणं ॥ १५ ॥

तस्मादत्रैव प्रयत्नः, कर्तव्यो दुर्लभं पुनरेतत् ।
दर्शनरत्नं रत्नमिव, दुर्लभं मन्दपुण्यानाम् ॥ १५ ॥

તેથી આ સમ્યક્ત્વને વિષે જ યત્ન કરવો, કેમકે આ સમ્યગ્દર્શન-રૂપી રત્ન અલ્પ પુણ્યવાળા મનુષ્યને રત્નની જેમ દુર્લભ છે. ૧૫.

जह य बहुविग्घपउरो, महानिही पायडो वि लोगंमि ।
पुन्नोवयाररहिएहिं, न उण पाविज्जए कहवि ॥ १६ ॥

यथा वा बहुविघ्नप्रचुरो, महानिधिः प्रकटोऽपि लोके ।
पुण्योपचाररहितै-र्न पुनः प्राप्यते कथमपि ॥ १६ ॥

અથવા તો જેમ લોકમા પ્રગટ એવો પણ મોટો નિધિ ઘણા વિઘ્નથી વ્યાપ્ત હોય છે, તેથી પુણ્યના ઉપચારથી રહિત એવા મનુષ્યો કોઇ પણ રીતે તેને પામી શકતા નથી. ( તેમ સમકિતની પ્રાપ્તિ માટે સમજવું. ) ૧૬.

महया सामग्गीए, माणुसखित्ताइसवणसद्धाए ।
पाविज्जए कहमवि इमं, अणुत्तरं कम्मविवरेणं ॥ १७ ॥

महत्या सामग्र्या, मानुष्यक्षेत्रादिश्रवणश्रद्धया ।
प्राप्यते कथमपी-दमनुत्तरं कर्मविवरेण ॥ १७ ॥

મનુષ્યક્ષેત્રવિગેરેથી આરંભીને ધર્મશ્રવણની શ્રદ્ધારૂપ મોટી સામગ્રીવડે કોઇ પણ પ્રકારે ( મહા કષ્ટે કરીને ) કર્મના વિવર-વડે આ ઉત્તમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. ૧૭.

ता तुब्भेहिं वि पत्त, पुव्वज्जियनिययकम्मविवरेण ।
सकाइदोसरहिय, धरियव्व अप्पमत्तेहिं ॥ १८ ॥

तस्मात्युष्माभिरपि प्राप्त, पूर्वार्जितनिजक(यत) कर्मविवरेण ।
शकादिदोषरहित, धर्तव्यमप्रमत्तै ॥ १८ ॥

તેથી કરીને તમારે પણ પૂર્વે ઉપાર્જન કરેલા પોતાના ( નિયત ) કર્મવિવરવડે પ્રાપ્ત કરેલા સમ્યક્ત્વને અપ્રમત્તપણે શકાદિ દોષ રહિત ધારણ કરવુ ૧૮

न वि त करेइ अग्गी, नेव विस नेव किन्हसप्पो वा ।
ज कुणइ महादोस, तिव्व जीवस्स मिच्छत्त ॥ १९ ॥

नापि त करोत्यग्नि–र्नैव विष नैव कृष्णसर्पो वा ॥
य करोति महादोष, तीव्र जीवस्य मिथ्यात्वम् ॥ १९ ॥

જીવને મિથ્યાત્વ જે તીવ્ર મહા દોષને કરે છે, તવા દોષને અગ્નિ પણ કરતો નથી, વિષ પણ કરતુ નથી અને કૃષ્ણ સર્પ પણ કરતો નથી ૧૯

हारविय सम्मत्त, सामन्न नासिय धुव तेहिं ।
परचित्तरजणट्ठा, आणाभगो कओ जेहिं ॥ २० ॥

हारित सम्यक्त्व, श्रामण्य नाशित ध्रुव तै ॥
परचित्तरजनार्थं, आज्ञाभग कृतो यै ॥ २० ॥

જેઓએ અન્યના ચિત્તને રજન કરવા માટે જિનાજ્ઞાનો ભગ કર્યો, તેઓ અવશ્ય સમ્યક્ત્વને હારી ગયા છે, અને તેઓએ ચારિત્રનો પણ નિશ્ચયે નાશ કર્યો છે ૨૦

आणाए अवट्टंतं, जो उववूहिज्ज जिणवरिंदाणं ।
तित्थयरस्स सुयस्स य, संघस्स य पच्चणीओ सो ॥२१॥

आज्ञायामवर्तमानं, य उपबृंहयेज्जिनवरेन्द्राणाम् ।
तीर्थंकरस्य श्रुतस्य च, संघस्य च प्रत्यनीकः सः ॥ २१ ॥

જે મનુષ્ય જિનેશ્વરોની આજ્ઞામાં નહીં વર્તતા પુરુષની ઉપબંહણા ( પ્રશંસા ) કરે છે, તે મનુષ્ય તીર્થંકરનો, શ્રુતનો અને સંઘનો પ્રત્યનીક ( શત્રુ ) છે. ૨૧.

किं वा देइ वराओ, मणुओ सुट्ठु वि धणी वि भत्तो वि ।
आणाइक्कमणं पुण, तणुयंपि अणंतदुहहेउं ॥ २२ ॥

किं वा ददाति वराको, मनुजः सुष्ठुपि धन्यपि भक्तोपि ।
आज्ञातिक्रमणं पुन-स्तनुकमपि अनन्तदुःखहेतु ॥ २२ ॥

( જિનાજ્ઞામા નહીં વર્તતો મનુષ્ય ) સારી રીતે ધનવાન છતાં અને ભક્ત છતાં પણ તે બિચારો રાંકડો શું આપે ? અને થોડું પણ જિનાજ્ઞાનું ઉલ્લંઘન તો અનંત દુઃખનું કારણ થાય છે. ૨૨.

तम्हा सइ सामत्थे, आणाभट्ठंमि नो खलु उवेहा ।
अणुकूलगइयरेहिं, अणुसट्ठी होइ दायवा ॥ २३ ॥

तस्मात्सति सामर्थ्ये, आज्ञाभ्रष्टे नो खलूपेक्षा ।
अनुकूलैरितरै-रनुशिष्टिर्भवति दातव्या ॥ २३ ॥

તેથી સામર્થ્ય હોય તો આજ્ઞાભ્રષ્ટ મનુષ્યને વિષે ઉપેક્ષા કરવી નહીં, પણ તેને અનુકૂળ કે પ્રતિકૂળ વચનોવડે ઉપદેશ આપવો. ૨૩.

सो धन्नो सो पुन्नो, स माणणिज्जो य वंदणिज्जो य ।
गड्डरिगाइपवाहं, मुत्तु जो मन्नए आणं ॥ २४ ॥

स धन्य स पुण्य, स माननीयश्च वन्दनीयश्च ।
गड्डरिकादिप्रवाहं, मुक्त्वा यो मन्यते आज्ञाम् ॥ २४ ॥

જે મનુષ્ય ગાડરીયાપ્રવાહને છોડીને જિનેશ્વરની આજ્ઞાને માને છે, તે પુરુષને ધન્ય છે, તે પુણ્યશાળી છે, તે સન્માન કરવા યોગ્ય છે અને તે વંદન કરવા યોગ્ય છે ૨૪

ઇતિશ્રી સમ્યક્ત્વ કુલક
ભાષાંતર સહિત સમાપ્ત. ॥



# ॥ अथ श्रीउपशमकुलकम् ॥

[ संस्कृतानुवाद-भाषान्तरसहितम् ]



**नमिऊण पुव्वपुरिसाण, पसमरससुत्थियाण पयकमलं ।**
**नियजीवस्सणुसट्ठिं, कसायवसगस्स वुच्छामि ॥ १ ॥**

नत्वा पूर्वपुरुषाणां प्रशमरससुस्थितानां पदकमलं ।
निजजीवस्यानुशास्ति कषायवशगस्य वक्ष्ये ॥ १ ॥

પ્રશમરસમાં સારી રીતે સ્થિર થયેલા પૂર્વપુરુષોના ચરણ-કમળને નમીને હું કષાયને વશ થયેલા પોતાના ( મારા ) જીવને ઉપદેશ આપીશ ( આપુ છું. ) ૧.

**गय-मेयज्ज-महामुणि-खंदगसीसाण साहुचरियाइं ।**
**सुमरंतो कह कुप्पसि, इत्तियमित्ते वि रे जीव ! ॥ २ ॥**

गज(सुकुमाल)मेतार्यमहामुनिस्कन्दकशिष्याणां साधुचरितानि ।
स्मरन्कथं कुप्यसि एतावन्मात्रेऽपि रे जीव ? ॥ २ ॥

ગજસુકુમાલ, મેતાર્ય મહામુનિ અને સ્કંદકાચાર્યના શિષ્યોના ઉત્તમ ચરિત્રોને સ્મરણ કરતો હે જીવ ! આટલા માત્રમાં પણ તું કેમ કોપ કરે છે ? ૨.

पेच्छसु पाणविणासेवि, ने व पओस गया महासत्ता ।
तुज्झ पुण हीणसत्तस्स, वयणमित्ते नि एम खमा ? ॥ ३ ॥

प्रेक्षस्व प्राणविनाशेऽपि नैव प्रद्वेष गता महासत्त्वा ।
तव पुनर्हीनसत्त्वस्य वचनमात्रेऽप्येषा क्षमा ? ॥ ३ ॥

तु जो ! મહાસત્ત્વવાળા પુરુષો પ્રાણના નાશમા પણ દ્વેષને પામ્યા જ નથી, પરંતુ હીનસત્ત્વવાળા તારામા એક વચન માત્ર સાભળવામા પણ એવી ક્ષમા છે ? ( નથી ) અર્થાત્ તુ તો કોપાયમાન થઇ જાય છે ૩

अक्कोसहणणमारण–धम्मब्भसाण बालसुलभाण ।
लाभ मन्नइ धीरो, जहुत्तराण अभावंमि ॥ ४ ॥

आक्रोशहननमारणधर्मभ्रंशाना बालसुलभाना ।
लाभ मन्यते धीरो यथोत्तराणामभावे ॥ ४ ॥

અજ્ઞાની પુરુષને સુલભ એવા આક્રોશ, તાડન, મારણ અને ધર્મનાશને વિષે ઉત્તરોત્તરને અભાવે ( કોઇ કઠોર શબ્દ કહે તો વિચારે કે મને મારતો તો નથી, તાડનકરે તો વિચારે કે મને મારી નાખ્યો તો નથી, મારી નાખે તો વિચારે કે મારા ધર્મનો તો નાશ કર્યો નથી, આ રીતે ) ધીર પુરુષ લાભ માને છે ૪

रे जीव ! सुहदुहेसु, निमित्तमित्त परो जियाण ति ।
सकयफल भुजतो, कीस मुहा कुप्पसि परेसिं ॥ ५ ॥

रे जीव ! सुखदु खेपु निमित्तमात्र परो जीवानामिति ।
स्वकृतफल भुञ्जान कस्मान्मुधा कुप्यसे परेभ्य ॥ ५ ॥

હે જીવ ! જીવોના સુખદુ ખને વિષે અન્ય પ્રાણી તો માત્ર નિમિત્તરૂપ જ છે, તેથી પોતાના કરેલા કર્મના ફળને ભોગવતો તુ બીજા ઉપર વૃથા કોપ કેમ કરે છે ? ૫

कोववसट्टो जीवो, दुक्खं अज्जिणइ इय वियाणंतो ।
तसु पडिवयणं निलज्ज, देसि कोहस्स अवयासं ॥ ६ ॥

कोपवशार्तो जीवो दुःखमर्जयतीति विजानन् ।
तस्य प्रतिवचनं निर्लज्ज ! ददासि कोवस्यावकाशम् ॥ ६ ॥

કોપના વશથી આર્ત થયેલો જીવ દુઃખને ઉપાર્જન કરે છે, એમ જાણતા છતાં તું હે નિર્લજ્જ ! સામો ઉત્તર આપવાથી ક્રોધને અવકાશ આપે છે. ૬

पढमं चिय तं जुत्तं, कोवग्गी दहइ जत्थ उववज्जे ।
जत्थुप्पन्नो तं चेव, इंधणं धूमकेउ व्व ॥ ७ ॥

प्रथममेव तद्युक्तं कोपाग्निर्दहति यत्रोपपद्येत ।
यत्रोत्पन्नस्तदेवेन्धनं धूमकेतुरिव ॥ ७ ॥

આ વાત યુક્ત છે કે-જ્યાં ક્રોધાગ્નિ ઉત્પન્ન થાય, તેને જ પ્રથમ બાળે છે, જેમકે અગ્નિ જે ઇંધનમાં ઉત્પન્ન થાય છે, તેને જ પ્રથમ બાળે છે. ૭

रे जीव ! कसायहुया-सणेण दड्ढे चरित्तघरसारे ।
भमिहिसि भवकंतारे, दीणमुहो दुत्थिओ तंसि ॥ ८ ॥

रे जीव ! कषायहुताशनेन दग्धे चारित्रगृहसारे ।
भ्रमिष्यसि भवकान्तारे दीनमुखो दुःस्थितस्तस्मिन् ॥ ८ ॥

હે જીવ ! કષાયરૂપી અગ્નિવડે ચારિત્રરૂપી ઘરની સાર સાર વસ્તુ બળી ગયે છતે તે સંસારરૂપી અરણ્યમાં દીનમુખવાળો અને દુઃસ્થિતિવાળો તું પરિભ્રમણ કરીશ ૮.

इहइ चिय पच्चक्ख, दुक्खमिणं तुज्झ कोहवसगस्स ।
ज पुण परमि लोए, त जाणइ नूण सव्वन्नू ॥ ९ ॥

इहैव प्रत्यक्ष दु खमिद तव क्रोधवशगस्य ।
यत्पुन परस्मिन् लोके तज्जानाति नून सर्वज्ञ ॥ ९ ॥

ક્રોધને વશ થયેલા તારે આ ઉપર કહેલુ દુ ખ આ ભવમા જ પ્રત્યક્ષ છે, વળી જે દુ ખ પરલોકમા થવાનુ છે, તે તો સર્વજ્ઞ જ જાણે છે ૯

न मुणति पर अप्प, कयमकय सुदर च इयर वा ।
धणमित्तनासहरण, वेर न गणति कोहधा ॥ १० ॥

न जानन्ति परमात्मीय कृतमकृत सुन्दर चेतर वा ।
धनमित्रनाशहरण वैर न गणयन्ति क्रोधान्धा ॥ १० ॥

ક્રોધથી અ ધ થયેલા પુરુષો પરને કે પોતાને, કરેલાને કે નહીં કરેલાને તથા સુદરને ક અસુદરને જાણતા નથી તેમ જ ધનના નાશને, મિત્રના હરણને અને ( પરસ્પર ॥ ) વૈરને પણ ગણતા નથી ૧૦

सपरोभयाण सताव–कारणो दारुणो दुहनिवासो ।
सुग्गइसुहाण महणो, कोहो तवनियमवणदहणो ॥ ११ ॥

स्वपरोभयो सन्तापकारण दारुणो दु खनिवास ।
सद्गतिसुखाना मथन क्रोधस्तपोनियमवनदहन ॥ ११ ॥

ક્રોધ પોતાને અને પરને બન્નેને સતાપનુ કારણ છે, ભય-કર છે, દુ ખનુ સ્થાન છે, સદ્ગતિના સુખનુ મથન કરનાર છે તથા તપનિયમરૂપી [illegible] ૧૧

जं अज्जियं चरित्तं, देसूणाए य पुव्वकोडीए ।
तंपि कसाइयमित्तो, हारेइ नरो मुहुत्तेण ॥ १२ ॥

यदर्जितं चारित्रं देशोनया च पूर्वकोट्या ।
तदपि कपायितमात्रो हारयति नरो मुहूर्त्तेन ॥ १२ ॥

દેશોન પૂર્વ કોટિવડે જે ચારિત્ર ઉપાર્જન કર્યું હોય, તેને પણ કષાયને પામેલો પુરુષ તરત જ એક મુહૂર્ત્તમાં જ હારી જાય છે. ૧૨.

पढउ सुयं धरउ वयं, कुणउ तवं चरउ बंभचेरं च ।
तहवि तयं सव्वं पिहु, निरत्थयं कोहवसगस्स ॥ १३ ॥

पठतु श्रुतं धरतु व्रतं करोतु तपश्चरतु ब्रह्मचर्यं च ।
तथापि तत्सर्वमपि खलु निरर्थकं क्रोधवशगस्य ॥ १३ ॥

ભલે શાસ્ત્ર ભણો, વ્રત ધારણ કરો, તપ કરો અને બ્રહ્મચર્ય પાળો, તો પણ તે સર્વ ક્રોધને વશ થયેલા મનુષ્યનું નિરર્થક છે. ૧૩

जइ जलइ जलउ लोए, कुसत्थपवणाहओ कसायग्गी ।
तं चुज्जं जं जिणवयण-वारिसित्तो वि पज्जलइ ॥ १४ ॥

यदि ज्वलति ज्वलतु लोके कुशास्त्रपवनाहतः कषायाग्निः ।
तदाश्चर्यं यज्जिनवचनवारिसिक्तोऽपि प्रज्वलति ॥ १४ ॥

લોકને વિષે કુશાસ્ત્રરૂપી પવનથી હણાયેલ કષાયરૂપી અગ્નિ જો પ્રદીપ્ત થતો હોય તો ભલે પ્રદીપ્ત થાઓ, પરંતુ જે જિનવચન રૂપી જળથી સીંચાયા છતાં પણ પ્રજ્વલિત થાય છે તે આશ્ચર્ય છે. ૧૪.

हयमम्हाण नाण, हयमम्हाण मणुस्समाहप्प ।
ज किर लद्धविवेया, वि चिट्ठिमो बालिसा इव ॥ १५ ॥

हतमस्माक ज्ञान हतमस्माक मनुष्यमाहात्म्यम् ।
यत्किल लब्धविवेका अपि चेष्टयामो बालिशा इव ॥ १५ ॥

જે કારણુથી વિવેકને પામ્યા છતા પણુ અમે અજ્ઞાનીની જેવા રહીએ છીએ, તો અમારૂ જ્ઞાન હણાઈ ગયું અને અમારૂ મનુષ્યભવનું માહાત્મ્ય પણુ હણાઇ ગયું ૧૫

पढियस्स तस्स मुणिय-स्स तस्स सिद्धतसारबोहस्स ।
सुहगुरुउवएससस्स च, अवमाण एरिस जीव ? ॥ १६ ॥

पठितस्य तस्य ज्ञातस्य तस्य सिद्धान्तसारबोधस्य ।
शुभगुरूपदेशस्य वाऽवसानमीदृश जीव ? ॥ १६ ॥

હે જીવ ! અભ્યાસ કરેલા તે સિદ્ધાતસારના બોધનુ અથવા જાણેલા તે શુભ ગુરૂના ઉપદેશનુ શુ આવુ પરિણામ હોય ? ૧૬

जइ सच्च चिय मुक्ख-त्थमुज्जओ ता कसायरिउसिन्न ।
जिणसु तुम पिच्छतो, कह कूवे निवडसि निहणे ॥ १७ ॥

यदि सत्यमेव मोक्षार्थमुद्यतस्तस्मात्कषायरिपुसैन्यम् ।
जय त्व प्रेक्षमाण कथ कूपे निपतस्यनिधने ॥ १७ ॥

તુ મોક્ષને માટે ઉદ્યમવાળો છે એ વાત જો સત્ય જ હોય તો તુ કષાયરૂપી શત્રુના સૈન્યનો વિજય કર, કેમકે દેખતા છતા તુ અધકૂપમા કેમ પડે છે ? ૧૭

अप्पविसुद्धिनिमित्तं, किलम्मसे ता चएसु कोवरिउं ।
विमलत्तमहिलसंतो, कह मज्जसि पंकिलजलंमि ॥ १८ ॥
आत्मविशुद्धिनिमित्तं क्लाम्यसि ततस्त्यज कोपरिपुम् ।
विमलत्वमभिलषन्कथं मज्जसि पंकिलजले ॥ १८ ॥

આત્માની વિશુદ્ધિને માટે જો તું ખેદ પામતો હો તો કોપરૂપી શત્રુનો ત્યાગ કર, કેમકે નિર્મળપણાને ઇચ્છતો તું કાદવવાળા જળમા કેમ પડે છે ? ૧૮.

इक्कस्स वि अहिययस्स, जीव विणिवारणे तुह न सत्ती ।
ता कह पारंभियभव–महारिविणिवारणं तुस्स ॥ १९ ॥
एकस्याप्यहितदस्य जीव ! विनिवारणे तव न शक्तिः ।
तर्हि कथं प्रारब्धभवमहारिविनिवारणं तव ॥ १९ ॥

હે જીવ ! અહિતને આપનારા એક ક્રોધનું નિવારણ કરવામા પણ જો તારી શક્તિ ન હોય તો પ્રારંભેલુ સંસારરૂપી મહાશત્રુનુ નિવારણ તારાથી શી રીતે થશે ? ( નહીં જ થાય ). ૧૯.

सव्वो वि इह पसत्थो, पसत्थजणे पसमसंठिओ होइ ।
सइ कोवकारणे जो, अकोवणो सो इह पसत्थो ॥ २० ॥
सर्वोऽपीह प्रशस्तः प्रशस्तजने प्रशमसंस्थितो भवति ।
सति कोपकारणे योऽकोपनः स इह प्रशस्तः ॥ २० ॥

આ લોકમાં પ્રશમને વિષે રહેલો સર્વ કોઇ મનુષ્ય ઉત્તમ પુરૂષોને વખાણવા લાયક હોય છે, પરંતુ કોપનું કારણ મળ્યા છતાં પણ જે મનુષ્ય કોપરહિત રહે, તે જ અહી પ્રશસ્ત (ગણાય) છે. ૨૦.

जं खमसि दोसवते, सो तुह खंतीइ होइ अवयासो ।
अह न खमसि को तुह, अवसयाए खंतीइ वावारो ॥२१॥

यत्क्षाम्यसि दोषवति स त्वया क्षान्त्या भवत्यवकाशः ।
अथ न क्षाम्यसि कस्तवावशाया क्षान्त्या व्यापारः ॥ २१ ॥

જે તું દોષવાળા ઉપર ક્ષમા કરે તો તેમાં તને તે ક્ષમાનો અવકાશ હોય છે, પરંતુ જો તું ક્ષમા ન કરે તો પરવશ એવા તારી આશ્રયવિનાની ક્ષમાનો વ્યાપાર કેમ કહેવાશે ? ૨૧

कोवानलवसगाण, पसमामयभावियाण य हवंति ।
इहइ च्चिय दोसगुणा, नायमचकारिभट्टित्ति ॥ २२ ॥

कोपानलवशगानां प्रशमामृतभावितानां च भवन्ति ।
इहैव दोषगुणा ज्ञातमचकारिभट्टेति ॥ २२ ॥

કોપાગ્નિને વશ થયેલા મનુષ્યના દોષો અને પ્રશમરૂપી અમૃતવડે ભાવિત થયેલા મનુષ્યના ગુણો આ ભવમાં જ પ્રગટ થાય છે તેમાં અચ્ચંકારી ભટ્ટા દૃષ્ટાંતરૂપે છે ૨૨

एयं खंतीकुलयं, दुद्दमजीवाण सासणं नियय ।
जो परिभावइ सम्मं, सो पावइ पसमवररयणं ॥ २३ ॥

एतत् क्षान्तिकुलकं दुर्दमजीवानां शासनं नियतम् ।
यः परिभावयति सम्यक् स प्राप्नोति प्रशमवररत्नम् ॥ २३ ॥

દુર્દમ જીવોને અવશ્ય શાસન ( ઉપદેશ ) કરનાર આ ક્ષમાકુલકને જે મનુષ્ય સારી રીતે વિચારે છે, તે મનુષ્ય પ્રશમરૂપી શ્રેષ્ઠ રત્નને પામે છે ૨૩

॥ ઇતિશ્રી ઉપશમ કુલક ભાષાંતર સહિત સમાપ્ત ॥

# ॥ अथ श्रीविवेककुलकम् ॥

## [ संस्कृतानुवाद-भाषान्तरसहितम् ]



धणिणो कविणो जइणो, तवस्सिणो दाणिणो बहू लोया।
परमप्पनाणिणो पुण, विवेइणो केवि दीसंति ॥ १ ॥

धनिनः कवयो यतयस्तपस्विनो दानिनो बहवो लोकाः।
परमात्मज्ञानिनः पुनर्विवेकिनः केचिद्दृश्यन्ते ॥ १ ॥

( આ જગતમાં ) ધનવાન, કવિઓ, યતિઓ, તપસ્વીઓ અને દાનેશ્વરીઓ ઘણા લોકો છે, પરંતુ પરમાત્માને (આત્માને) જાણનારા વિવેકી જનો તો કેટલાક જ (થોડા જ) દેખાય છે. ૧.

जह विहिमग्गविलग्गा, भवउव्विग्गा सया वि संविग्गा।
उवसमगुणिणो मुणिणो, विवेइणो ते विरायंति ॥ २ ॥

यथा विधिमार्गविलग्ना भवोद्विग्नाः सदापि संविग्नाः।
उपशमगुणिनो मुनयो विवेकिनस्ते विराजन्ते ॥ २ ॥

યથાવિધિ માર્ગમાં પ્રવર્તેલા, સંસારથી ઉદ્વેગ પામેલા, નિરંતર સંવેગવાળા અને ઉપશમ ગુણવાળા જે મુનિઓ છે, તે વિવેકી મુનિઓ શોભે છે. ૨

जहट्ठियवत्थुनिरिक्खण, परम चक्‍ अकित्तिम सुक्ख ।
अन्नाणतिमिरभेओ, फुरइ निवेओ मउत्ताणो ॥ ३ ॥

यथास्थितवस्तुनिरीक्षण(णे) परम चक्षुरकृत्रिम सौख्यम् ।
अज्ञानतिमिरभेद स्फुरति विवेक सदोत्तान ॥ ३ ॥

યથાસ્થિત વસ્તુ જોનારા શ્રેષ્ઠ નેત્રરૂપ, અકૃત્રિમ (સ્વાભાવિક) સુખરૂપ અને અજ્ઞાનરૂપી અંધકારને ભેદનાર વિવેક સર્વદા ઉંચે પ્રકારે સ્ફુરાયમાન થાય છે ૩

देव गुरु च धम्म जहट्ठिय वरविवेइणो लिंति ।
देवा गुरुणो धम्मा विवेयवियलाण सव्वेवि ॥ ४ ॥

देव गुरु च धर्मं यथास्थित वरविवेकिनो लान्ति ।
देवा गुरवो धर्मा विवेकविकलाना सर्वेऽपि ॥ ४ ॥

શ્રેષ્ઠ વિવેકી જનો યથાસ્થિત ( સાચા ) દેવ, ગુરુ અને ધર્મને પામે છે ( માને છે ) અને વિવેક રહિત જનોને તો બધા ય દેવ, બધા ય ગુરુ અને બધા ય ધર્મ હોય છે ૪

गुणजुत्तगणहराण, गुरुगुणरहियाण आयरियसद्दो ।
अद्दइ जह हरिसद्दो, दविंद दद्दुरे य तहा ॥ ५ ॥

गुणयुक्तगणधराणा गुरुगुणरहितानामाचार्यशब्द ।
आद्रियते यथा हरिशब्दो देवेन्द्रे दर्दुरे च तथा ॥ ५ ॥

ગુણયુક્ત ગણધરોને વિષે આચાર્ય શબ્દ પ્રવર્તે છે, અને ગુરુગુણરહિતને વિષે પણ આચાર્ય શબ્દ પ્રવર્તે છે જેમ હરિ શબ્દ દેવેંદ્રને વિષે અને દેડકાને વિષે પણ પ્રવર્તે છે ૫.

जह विट्ठी चेय भद्दा, अंगारो मंगलो विसं महुरं ।
तह विवरीयायरणा, आयरिया केवि भन्नंति ॥ ६ ॥

यथा विष्टिरेव भद्रा अङ्गारो मंगलो विषं मधुरम् ।
तथा विपरीताचरणा आचार्याः केऽपि भण्यन्ते ॥ ६ ॥

જેમ વિષ્ટિ ભદ્રા કહેવાય છે, અંગાર મંગળ કહેવાય છે અને વિષ મધુર કહેવાય છે, તેમ કેટલાક વિપરીત આચરણવાળા પણ આચાર્ય કહેવાય છે. ૬.

एगो कहवि पयासइ, जिणागमं नासयंति पुण बहवे ।
ता कह तत्थ पहुप्पइ, घडमाणो फोडमाणाण ॥ ७ ॥

एकः कथमपि प्रकाशयति जिनागम नाशयन्ति पुनर्बहवः ।
तस्मात्कथं तत्र प्रभवति घटन्स्फोटमानानाम् ॥ ७ ॥

એક (આચાર્ય) કોઈપણ પ્રકારે (મુશ્કેલીથી) જિનાગમનો પ્રકાશ કરે છે, અને બીજા ઘણા તેનો નાશ કરે છે. તો જ્યાં ઘણા ઘડા ફોડનાર હોય ત્યાં એક ઘડા ઘડનારો શી રીતે સમર્થ થાય ? ૭.

हिंडुयसिद्धंतकरी, विवेयवणमद्दणो जहिं भमइ ।
तहिं कह जाणंति जणा, जिणागमं सुगुरुपरिहीणा ॥ ८ ॥

हिंडुकसिद्धान्तकरी विवेकवनमर्दनो यत्र भ्रमति ।
तत्र कथं जानन्ति जना जिनागमं सुगुरुपरिहीणाः ॥ ८ ॥

વિવેકરૂપી વનને મર્દન કરનાર મિથ્યાત્વીના સિદ્ધાંતરૂપી હાથી જ્યાં ભમે છે, ત્યાં સદ્ગુરુ રહિત મનુષ્યો જિનાગમને શી રીતે જાણી શકે ? ૮

पामत्थमत्थनडिया, कुनोहजडिया विवेयपरिनडिया ।
कुग्गहगइटचाडिया, जीवा भवसायरे पडिया ॥ ९ ॥

पार्श्वस्थसार्थनर्तिता कुनोधयुक्ता विवेकपरिपतिता ।
कुग्रहगजेन्द्रचटिता जीवा भवसागरे पतिता ॥ ९ ॥

પાસત્થાના સમૂહે નચાવેલા, મિથ્યાજ્ઞાનથી યુક્ત, વિવેકથી ભ્રષ્ટ થયેલા અને કદાગ્રહરૂપી હાથીપર ચડેલા જીવો સંસાર સમુદ્રમાં પડ્યા છે ૯

अच्छरिय अच्छरिय, आगमविहिरयणि निज्जमाणेवि ।
मिच्छत्तमुच्छियमणा, अविहिचिराडिं जडा लिंति ॥१०॥

आश्चर्यमाश्चर्यमागमविधिरत्ने विद्यमानेऽपि ।
मिथ्यात्वमूर्छितमनसोऽविधिवराटिं जना लान्ति ॥ १० ॥

અહો ! આશ્ચર્ય છે ! આશ્ચર્ય છે ! કે-આગમના વિધિરૂપ રત્ન વિદ્યમાન છતાં પણ મિથ્યાત્વવડે મૂઢ મનવાળા જડ પુરુષો અવિધિરૂપી વરાટિકા ( કોડી ) ને ગ્રહણ કરે છે ૧૦

बहुयपसिद्धिगुणेसु, इयराण आयरो जहा होइ ।
न तहा परमगुणेसु, गयाणुगामी जणो जेण ॥ ११ ॥

बहुकप्रसिद्धगुणेषु इतरेषामादरो यथा भवति ।
न तथा परमगुणेषु गतानुगामी जनो येन ॥ ११ ॥

( લોકમાં ) ઘણા પ્રસિદ્ધ ( કહેવાતા ) ગુણવાળાઓને વિષે અન્યજનોનો જેવો આદર થાય છે, તેવો ઉત્કૃષ્ટ ગુણવાનને વિષે થતો નથી, કેમકે આ લોક ગતાનુગતિવાળો છે ( એક આગળ તેની પાછળ ગાડરની જેમ સર્વે ચાલે તેવા છે ) ૧૧.

कमलवणं पि हु वियसइ, उसिणकरे मउलियइ अमयकिरणे।
अहवा जडाण संगो, सुविवेयविणासणो होइ ॥ १२ ॥

कमलवनमपि खलु विकसति उष्णकरे मुकुलीयति चामृतकिरणे।
अथवा जडानां संगः सुविवेकविनाशनो भवति ॥ १२ ॥

કમળનું વન પણ ઉષ્ણ કિરણવાળો સૂર્ય ઉદય પામે ત્યારે વિકાસ પામે છે અને અમૃતકિરણવાળો ચંદ્ર ઉદય પામે ત્યારે કરમાઇ જાય છે અથવા તો જડનો સંગ સુવિવેકને નાશ કરનાર થાય છે, એ યોગ્ય જ છે ૧૨.

सुविवेयरयणहरणो, कसायकलुसाण संगमो नियमा।
पाडोसिए पलित्ते, किं डज्झइ अप्पणो न गिहं ॥ १३ ॥

सुविवेकरत्नहरणः कषायकलुषाणां संगमो नियमात्।
प्रातिवेश्मिके प्रदीप्ते किं दह्यत आत्मनो न गृहम् ॥ १३ ॥

કષાયવડે કલુષ થયેલા માણસોનો સંગ અવશ્ય સુવિવેકરૂપી રત્નને હરણ કરનાર છે, કેમકે પાડોશીનું ઘર બળ્યે છતે શું પોતાનું ઘર ન બળે ? ( બળે જ ) ૧૩

सुयनाणं मुत्तूणं, नियायरणं न साहए सिद्धिं।
किं होइ परिन्नाणं, भमुहाहिं गएहिं नयणेहिं ॥ १४ ॥

श्रुतज्ञानं मुक्त्वा निजकाचरणं न साधयति सिद्धिम्।
किं भवति परिज्ञानं भ्रूभ्यां गतयोर्नयनयोः ॥ १४ ॥

શ્રુતજ્ઞાન વિના પોતાનું આચરણ ( ચારિત્ર ) સિદ્ધિને સાધી શકતું નથી, કેમકે નેત્ર નાશ પામવાથી શું ભૃકુટિવડે જ્ઞાન થઇ શકે ? ( ન જ થઇ શકે ) ૧૪

निकारण पि केवि हु, अववायपय रहु पयासिंति ।
गगगय कहति य, केरठिय मारिय न पुणो ॥ १५ ॥

निष्कारणमपि केचित्खलु अपवादपद बहु प्रकाशन्ते ।
गगागत कथयन्ति च कयरस्थित मारित न पुन ॥ १५ ॥

કેટલાક જનો કારણ વિના પણ અપવાદ માર્ગનો અત્યત પ્રકાશ કરે છે અને તને માટે ( પૂર્વે અપવાદ સેવેલા અર્ણિકાપુત્ર આચાર્ય ) ગગા નદીમા કેવળજ્ઞાન પામ્યા તેનુ દૃષ્ટાત કહે છે, પણ કેરડામા રહેવાને કાટા વાગે છે તે કહેતા નથી ૧૫

इयरभणियमि तोसो, जिणिदवयणमि जह(जेर्मि)पुण पउमो ।
तेसिं विस पि अमय, अमय विस हा महामोहो ॥ १६ ॥

इतरभणिते तोषो जिनेन्द्रवचने येषा पुन प्रद्वेष ।
तेषा विषमप्यमृतममृत विष हा महामोह ॥ १६ ॥

જેઓને બીજાના (મિથ્યાત્વીના) વચનો ઉપર રાગ છે, અને જિનેશ્વરના વચન ઉપર દ્વેષ છે, તેઓને વિષ પણ અમૃતરૂપ અને અમૃત પણ વિષરૂપ લાગે છે અહો! મહામોહ કેવો છે ! ૧૬

दिणयरकरनियर पिव, जिणागम तमहर पि तिमिरकर ।
धूयस्स व जह हवए, ताह फुड व(रि)पुरिह मोहो ॥ १७ ॥

दिनकरकरनिकर इव जिनागमस्तमोहरोऽपि तिमिरकर ।
घूकस्येव यदि भवेत्तस्मात्स्फुट रिपुरिह मोह ॥ १७ ॥

સૂર્ય ના કિરણોના સમૂહ જેવા જિનાગમ અધકાર જેવા અજ્ઞાનને હણનાર (વિદ્યમાન) છે, તો પણ ઘુવડ જેમ કોઈ મિથ્યાત્વી વિગેરેને અધકારની જેવા અજ્ઞાનને કરે છે, તેથી આ સસારમા મોહ જ પ્રકટ શત્રુ છે ૧૭

लोइयमिच्छत्तविसं, आगममंतेण नासइ असेसं ।
लोगुत्तरं तु विसमं, न पहू चक्कं सगुत्तस्स ॥ १८ ॥

लौकिकमिथ्यात्वविषं आगममंत्रेण नाशयत्यशेषम् ।
लोकोत्तरं तु विषमं न प्रभु चक्रं सगोत्रस्य ॥ १८ ॥

લૌકિક મિથ્યાત્વરૂપી વિષનો આગમરૂપી મંત્રવડે સમગ્રપણે નાશ કરી શકાય છે, પરંતુ લોકોત્તર મિથ્યાત્વરૂપી વિષ તો વિષમ છે, ( નાશ કરી શકાતું નથી ). કેમકે ચક્રવર્તીનું ચક્રરત્ન સગોત્રને મારવા સમર્થ થતું નથી. ૧૮.

विसयमहाविसघारिय, सिद्धंतसुहारसेण जीवंति ।
जिणवयणामयसित्ता वि, घारिया ते कहं हुंति ॥ १९ ॥

विषयमहाविषव्याप्ताः सिद्धान्तसुधारसेन जीवन्ति ।
जिनवचनामृतसिक्ता अपि हारितास्ते कथं भवन्ति ॥ १९ ॥

વિષયરૂપી મોટા વિષથી વ્યાપ્ત થયેલા પ્રાણીઓ સિદ્ધાંતરૂપી અમૃતરસવડે જીવતા થાય છે, પરંતુ જેઓ જિનવચનરૂપી અમૃતથી સીંચાયા છતાં વિપરીત વર્તે છે તે બિચારાની શી હાલત થાય ? ૧૯

ता किं दसमच्छेरं, अह दूसमदोसगरुयमाहप्पं ।
जेण जिणमग्गलग्गा, हा हीलिज्जंति इयरेहिं ॥ २० ॥

तस्मात्किं दशममाश्चर्यं अथ दूषमादोषगुरुकमाहात्म्यम् ।
येन जिनमार्गलग्ना हा हील्यन्ते इतरैः ॥ २० ॥

તેથી શું આ દશમું (અસંયતિ પૂજનરૂપ) અચ્છેરૂં છે ? કે દુષમ કાળના દોષનું આ મોટું માહાત્મ્ય છે ? કે જેથી શ્રી જિનમાર્ગમાં લાગેલા પ્રાણીઓ અન્ય દર્શનીઓવડે હીલના પામે છે ? ૨૦.

न कुणति सय सम्म, जिणधम्म उनहसति कुणमाण ।
जह अप्पणा चि रडा, सहनउ अन्ना चि हु य विहवा ॥ २१ ॥
न कुर्वन्ति स्वय सम्यक् जिनधर्मं उपहसन्ति कुर्वन्तम् ।
यथा आत्मना अपि रडा मघवास्त्वन्या अपि खलु च विधवा २१

(કેટલાક જીવો) પોતે સમ્યદ્ પ્રકારે જિનધર્મ ને કરતા (પાળતા) નથી, અને જિનધર્મ કરનારા બીજાની હાંસી કરે છે જેમ પોતે રાંડેલી હોય તે સ્ત્રી બીજી મધવાનો પણ રંડાપો ઇચ્છે છે ૨૧

एगो करेइ धम्म, बीओ पुण मच्छरेण तहिं दुक्खी ।
अग्गिमसिरंमि भारो, खिज्जइ पच्छट्ठिओ चुज्ज ॥ २२ ॥
एक करोति धर्मं द्वितीय पुनर्मत्सरेण तत्र दु खी ।
अग्रिमशिरसि भार खिद्यते पश्चात्स्थित आश्चर्यं ॥ २२ ॥

એક મનુષ્ય ધર્મને કરે છે, અને બીજો મનુષ્ય તેના ઉપરની ઇર્ષ્યાવડે દુ ખી થાય છે જેમ આગળ રહેલા (સમર્થ) મનુષ્યના મસ્તક પર ભાર છે ( તેને તે સહન કરે છે ), અને બીજો પાછળ રહેલ ( અસમર્થ ) મનુષ્ય ખેદ પામે છે, તે આશ્ચર્ય છે ૨૨

लग्गा लोइयधम्मे, मूढा वयणेहिं भणति जिणधम्म ।
मच्चमिण कन्नाडी, गावी नासेइ मरहट्ट ॥ २३ ॥
लग्ना लौकिकधर्मे मूढा वचोभिर्भणन्ति जिनधर्मम् ।
सत्यमिद कर्णाटी गौर्वासयति महाराष्ट्रम् ॥ २३ ॥

લૌકિક ધર્મમા લાગેલા (રહેલા) મૂઢ મનુષ્યો માત્ર વચનવડે જિનધર્મને બોલે છે (જૈનધર્મની વાતો કરે છે)આ સત્ય છે કે-કર્ણાટકદેશની ગાય મહારાષ્ટ્રના બળદને ( કામ ) વાસિત કરે છે ૨૩

जे अन्नधम्मलग्गा, का जिणवयणे वियारणा तेसिं ।
अंतेउरस्स सारा, किं जाणइ पोलिपाहरिओ॥ २४ ॥

येऽन्यधर्मलग्नाः का जिनवचने विचारणा तेषाम् ।
अन्तःपुरस्य सारान्कि जानाति प्रतोलीप्राहरिकः ॥ २४ ॥

જેઓ અન્ય ધર્મને વિષે લાગેલા હોય, તેઓને જિનેશ્વરના વચન ( આગમ )ની વિચારણા ક્યાંથી હોય ? ( ન જ હોય ). જેમકે દરવાજાનો પહેરેગીર સીપાઇ શું અતઃપુરના સારને ( ખાનગી હકીકતને ) જાણે ? ( ન જ જાણે ). ૨૪.

अन्नत्थ भमइ मूढो, कज्जं अन्नत्थ कत्थइ असेसं ।
अन्नत्थ सालओ जह, खित्तं अन्नत्थ अइदूरं ॥ २५ ॥

अन्यत्र भ्रमति मूढः कार्यं अन्यत्र कुत्रचिदशेषम ।
अन्यत्र शालयो यथा क्षेत्रमन्यत्रातिदूरम् ॥ २५ ॥

મૂઢ મનુષ્ય અન્ય સ્થળે ભમે છે અને સમગ્ર કાર્ય (સિદ્ધિ) તો કોઇ બીજે સ્થળે હોય છે. જેમ ડાંગર અન્ય સ્થળે (ગામમાં) હોય છે, અને ખેતર અન્ય સ્થળે અતિ દૂર હોય છે. ૨૫.

अन्नह (हि) भमइ सुहत्थी, साहीणे वि हु विवेयवरसुक्खे ।
दिप्पंतदीवहत्थो, मूढो अग्गिं गवेसेइ ॥ २६ ॥

अन्यथा (त्र) भ्रमति सुखार्थी स्वाधीनेऽपि खलु विवेकवरसौख्ये ।
दीप्यद्दीपहस्तो मूढोऽग्निं गवेषयति ॥ २६ ॥

વિવેકરૂપી મોટું સુખ સ્વાધીન ( પોતાની પાસે જ ) છે તો પણ સુખનો અર્થી મનુષ્ય (તેને શોધવા) અન્યત્ર ભટકે છે. જેમ તેજસ્વી દીવો હાથમાં છતાં પણ મૂઢ પુરુષ અગ્નિને શોધે છે. ૨૬.

अवराहकारि अन्ने, भिडति अनिवेयलोय अन्नेसिं ।
सूयरेहिं नह्र भक्खिय, पिट्टिज्जइ पडुगाण मुह ॥ २७ ॥

अपराधकारिणोऽन्ये युद्ध्यन्तेऽविवेकिलोका अन्यै ।
शूकरैर्नख्र भक्षिता पिट्यते पडुकाना मुखम ॥ २७ ॥

અપરાધ કરનાર બીજા છે, અને અવિવેકી જનો બીજાની સાથે યુદ્ધ કરે છ, જેમ સુવરે વાલ ખાધા અને ( મૂર્ખ મનુષ્યો ) ભરવાઓના મુખને પીટે છ ૨૭

दिंति उवाइयमेगे, जीवियरज्जमि मच्चुणो अन्ने ।
गुरुमोहमूढचित्ता, ममरमसित्ता न एगस्स ॥ २८ ॥

म्रत्युपयाचितमेके जीवितकाये मृत्योरन्ये ।
गुरुमोहमूढचित्ता समरसमसिक्ता न एकस्य ॥ २८ ॥

મોટા મોહથી મૂઢ ચિત્તવાળા કેટલાક મનુષ્યો જીવવાને માટે યમરાજની માનતા માને છે, અને સમતારૂપ રસથી સિંચાયેલા મનુષ્ય કોઈની માનતા કરતા નથી ૨૮

धम्मियजणाण चित्त, पामत्थाइकमायअग्गीए ।
उत्ताविय पि रयणं व, किं चयइ वन्नपरिणाम ॥ २९ ॥

धार्मिकजनाना चित्त पार्श्वस्थादिकषायाग्निना ।
तापितमपि रत्नमिव किं त्यजति वर्णपरिणामम ॥ २९ ॥

રત્નની જેવુ ધાર્મિક જનોનું ચિત્ત પાસત્થાદિકે કષાયરૂપી અગ્નિવડે અત્યંત તપાવ્યું હોય તો પણ શું તે વર્ણના પરિણામને તજે છે ? (નથી તજતુ) ૨

**जइवि हु दुहत्तचित्तो, उत्तमसत्तो तहावि जिणभत्तो ।**
**भग्गो वि कणयकलसो, न हु सरिसो इयरकलसाण ॥३०॥**

यद्यपि खलु दुःखार्तचित्त उत्तमसत्त्वस्तथापि जिनभक्तः ।
भग्नोऽपि कनककलशो न खलु सदृश इतरकलशस्य ॥ ३० ॥

જો કે ઉત્તમ પુરુષ દુઃખાર્ત ચિત્તવાળો હોય, તો પણ તે જિનભક્ત જ છે. જેમકે સુવર્ણનો કળશ ભાગી ગયો હોય તોપણ તે બીજા કળશની તુલ્ય (તુચ્છ) થતો નથી. ૩૦.

**जइवि न चरित्तसज्जो, सुविसुद्धपरूवगो सुकयकज्जो ।**
**दहणो मलिणंगो वि हु, होइ पईवो जणे पुज्जो ॥ ३१ ॥**

यद्यपि न चारित्रसज्जः सुविशुद्धप्ररूपकः सुकृतकार्यः ।
दहनो मलिनाङ्गोऽपि खलु भवति प्रदीपो जने पूज्यः ॥ ३१ ॥

જો કે વિવેકી જન ચારિત્રમાં સજ્જ ન હોય, તો પણ તે શુદ્ધ પ્રરૂપણા કરનાર અને સુકૃત કરનાર હોય છે. જેમકે દીવો બાળનાર અને મલિન અંગવાળો છે તોપણ તે લોકમા પૂજ્ય છે ૩૧

**इक्को विवेयदीवो, सुविसुद्धं जिणपहं पयासेइ ।**
**तम्हा पन्हावियव्वो, सो चेव सयावि सरियव्वो ॥ ३२ ॥**

एको विवेकदीपः सुविशुद्धं जिनपथं प्रकाशयति ।
तस्मात्प्रज्ञापयितव्यः स एव सदापि स्मर्तव्यः ॥ ३२ ॥

એક જ વિવેકરૂપી દીવો વિશુદ્ધ જિનમાર્ગને પ્રકાશિત કરે છે તેથી વિદ્વાન્ પુરુષોએ સર્વદા તેને જ પ્રકાશિત કરવો અને તેનું જ સ્મરણ કરવું. ૩૨

**॥ ઇતિ વિવેક કુલક ભાષાંતર સહિત સમાપ્ત. ॥**

ન્યાયવિશાર દઉપાધ્યાય શ્રી યશોવિજયજીવિરચિત

જ્ઞાનસારનુ અષ્ટક ૫ દરમુ

# ॥ विवेकाष्टकम् ॥



कर्मजीव च सश्लिष्ट, सर्वदा क्षीरनीरवत् ।
विभिन्नीकुरुते योऽसौ, मुनिहसो विवेकवान् ॥ १ ॥

જીવ અને કર્મ ક્ષીર અને નીરની પેઠે નિરતર મળેલ હોય છે, પરતુ તેને હસ સમાન વિવેકી મુનિમહારાજ ભિન્ન કરે છે ૧

देहात्माद्यविवेकोऽय, सर्वदा सुलभो भवे ।
भवकोट्यापि तद्भेद–विवेकस्त्वतिदुर्लभ ॥ २ ॥

દેહ એ જ આત્મા છે ઇત્યાદિ અવિવેક તો સુલભ છે, પણ ક્રોડભવે તેનો ભેદ સમજાવનાર એવો વિવેક પ્રાપ્ત થવો અતિ દુર્લભ છે ૨

शुद्धेऽपि व्योम्नि तिमिराद्रे–खाभिर्मिश्रिता यथा ।
विकारैर्मिश्रता भाति, तथात्मन्यविवेकतः ॥ ३ ॥

જેમ દૃષ્ટિના દોષવડે શુદ્ધ–સ્વચ્છ આકાશ પણ રેખાવડે મિશ્રિત ભાસે છે તેમ અવિવેકી પુરુષોને આત્મા વિકારવડે મિશ્રિત ભાસે છે ૩

यथा योधै कृत युद्ध, स्वामिन्येवोपचर्यते ।
शुद्धात्मन्यविवेकेन, कर्मस्कधोऽर्जित तथा ॥ ४ ॥

સમરાગણમા યોદ્ધાઓવડે થયેલા યુદ્ધનો નિર્ણય–જય પરાજય જેમ તેના સ્વામીમા ઘટાવાય છે, તેમ પ્રાણીમાત્રને મળતુ સુખ યા દુખ કર્મનુ વિલસિત હોવા છતા અવિવેકવડે આત્મામા આરોપિત થાય છે ૪

इष्टकाद्यपि हि स्वर्णं, पीतोन्मत्तो यथेक्षते ।
आत्माऽभेदभ्रमस्तद्व-द्देहादावविवेकिनः ॥ ५ ॥

જેમ ધતુરાનું પાન કરી ઉન્મત્ત થયેલો પ્રાણી ઇટ આદિને વિષે પણ સુવર્ણપણું માને છે તેમ અવિવેકી મનુષ્યો આ જગતમાં દેહ અને આત્મા એક જ છે એમ માને છે ૫

इच्छन्नपरमान् भावान्, विवेकाद्रेः पतत्यधः ।
परमं भावमन्विच्छ-न्नाविवेके निमज्जति ॥ ६ ॥

અશુદ્ધ ભાવને ગ્રહણ કરનાર મનુષ્ય વિવેકરૂપ પર્વતના શિખર ઉપરથી નીચે પડે છે, પરંતુ શુદ્ધ ભાવને ગ્રહણ કરનારને અવિવેક કાંઈ પણ વિપરીત કરવા સમર્થ થતો નથી. તે અવિવેકમા ડૂબતા નથી. ૬

आत्मन्येवात्मनः कुर्यात्, यः षट्कारकसंगतिं ।
क्वाविवेकज्वरस्यास्य, वैषम्यं जडमज्जनात् ॥ ७ ॥

કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને આધાર એ ષટ્કારકની યોગ્યતાને જે મહાત્મા પોતાના આત્માને વિષે ધારણ કરે છે તેને અવિવેકરૂપ જ્વરની જડતાથી થતી વિષમતા શું હોય? અર્થાત્ ન જ હોય ૭

संयमास्त्रं विवेकेन, शाणेनोत्तेजितं मुनेः ।
धृतिधारोल्बणं कर्म-शत्रुच्छेदक्षमं भवेत् ॥ ८ ॥

વિવેકરૂપી શરાણવડે ઉત્તેજિત થયેલ અને ધૈર્યતારૂપી તીક્ષ્ણ ધારવાળું મુનિનું સંયમરૂપી શસ્ત્ર કર્મરૂપી શત્રુઓનો ઉચ્છેદ-નાશ કરવામાં સમર્થ થાય છે ૮

